# સત્યશોધ

એટલે એક સત્યશોધકની આત્મકથા

અથવા

# એક તાલિબુલહક્કના તજરિબા

કે જેમાં

રેવ. ઇમામ બક્ષ બાવા સાહેબે
પોતાના ધર્માનુભવની હકીકત લખી છે

---

સુરત :
આઇ. પી. મિશન પ્રેસમાં આર. એસ. ઠાકુરે
છાપી તથા પ્રગટ કરી.

૧૯૨૦

કિમ્મત ૧ [illegible]

# અનુક્રમણિકા

# સત્યશોધ

## પ્રકરણ ૧

## ખોજામતનો પરિચય

માણસની વિચારશક્તિમાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે, તેમજ તેની ચાલચલગતમાં ફેરફાર થતો જાય છે; પરંતુ એ વધારા તથા ફેરફારનો આધાર મુખ્યત્વેકરીને તેના પોતાના જાતિસ્વભાવ, મિજાજ અથવા તેની આત્માની સ્થિતિ પર રહેલો છે. મારી વિચારશક્તિનો વધારો ક્રમસર મારા મનમાં કેવી રીતે થતો ગયો, તેનું વર્ણન આ પુસ્તકમાં મેં કરેલું છે. ખુદાની તાકાત પામ્યા સિવાય માણસની રૂહાની તબિયતમાં વધારો થઇ શકતો નથી, માટે ડગલે ડગલે અને પગલે પગલે તેની મદદની માણસને કેટલી બધી જરૂર છે, તે આ બ્યાન પરથી સ્પષ્ટ જણાઇ આવશે.

ઇસ્લામી ધર્મમાં ઘણાંએક મતમતાંતરો છે. હવે એ અનેક ધર્મ-મતોમાંના જે મતના લોકોમાં મારો જન્મ થયો, તે વિષે ટુંક બ્યાન કરવું તે હું અત્રે અસ્થાને ધારતો નથી.

ખિલજી વંશના અલાઉદ્દીન બાદશાહે ઇ. સ. ૧૨૯૫થી ૧૩૧૫ સુધી હિન્દુસ્તાનમાં રાજ્ય કર્યું. એ બાદશાહ બહુ સાહસિક, બળવાન અને બહાદુર હતો. પોતાના રાજ્યના પ્રચારને અર્થે તેણે ઘણીએક જાતની કોશીશ કરી. રાજ્ય વધારતાં વધારતાં મહારાષ્ટ્રના દક્ષિણ ભાગ સુધી તે પહોંચી ગયો હતો; પરંતુ એનું લક્ષ ગુજરાત તરફ સચોટ લાગેલું હતું. એ વખતે ગુજરાતનો રાજા કરણ ઘેલો નામનો હતો. તે ઘણો શૂરવીર પુરુષ હતો; પરંતુ ચઢાઇ ઉપર ચઢાઇ કરીને અલ્લાઉદ્દીન ખિલજીએ આખરે કરણઘેલાનો પરાજય કર્યો, અને તેનું રાજ્ય હસ્તગત કર્યું. એ ઉપરાંત પણ બીજાં ઘણાંએક રાજ્યો તેણે જીતી લીધાં. તેનો ઇરાદો સિકંદર બાદશાહ જેવો જહાંગીર બની જવાનો હતો. અલાઉદ્દીન ચુસ્ત મુસલમાન હતો; અને પરાજિત લોકોમાંના ઘણા લોકોને તેણે જોરજુલમથી મુસલમાન બનાવ્યા હતા.

તે અરસામાં કાઠિયાવાડમાં લુહાણા જાતના ઘણાએક હિન્દુ વાણિયા હતા, અને આજે પણ છે. લુહાણાના પૂર્વજો ક્ષત્રિયવર્ણના હતા, એવું કેટલાએક વિદ્વાનોનું કહેવું છે; પરંતુ રાજાઓના જોરજુલમને લીધે રણસંગ્રામમાં લડવાનું કામ બંધ કરી તેઓ વેપારવણજમાં વળગી ગયા. આ લુહાણા લોકોમાંના ઘણાખરા અલાઉદ્દીન ખિલજીના સમયમાં મુસલમાન બની ગયા હતા ખરા, અને ઇસ્લામ ધર્મ તેઓએ સ્વીકાર્યો હતો ખરો; પરંતુ તે માત્ર બહારથી, અંતરમાં તો તેઓ ખરેખરા હિન્દુજ રહ્યા હતા, અને ગુપ્ત રીતે તેઓ પોતાનો અસલ ધર્મ પાળતા હતા; આથી પોતાના ધર્મને તેઓ "ગુપ્તપંથ" કહેવા લાગ્યા. ઇસ્લામ ધર્મના થોડાએક સંસ્કારો તો તેઓએ સ્વીકાર્યા, પરંતુ ભજન અથવા ઉપાસના તેઓ મસજીદમાં કરતા નહોતા, પણ જમાતખાનામાં કરતા હતા. વાણિયા લોકોમાં જે મહાજનસભા હતી, તે જમાત આજકાલ પ્રચલિત છે; અને "જમાતખાનું" એવું નામ એમના સભાગૃહને આપવામાં આવેલું છે. મુસલમાન લોકોની પેઠે આ જમાતખાનામાં તેઓ ઉઠબેસ કરીને નમાજ પઢતા નથી, તેમજ કુરાન શરીફ વાંચતા નથી, પરંતુ બેઠાબેઠા તેઓ પ્રાર્થના કે દુઆ કરે છે. આ પ્રાર્થનામાં અરબી, ફારસી શબ્દો છે ખરા, પરંતુ પ્રાર્થનાનો ઘણો ભાગ સંસ્કૃત, ગુજરાતી વગેરે ગુજરાતમાં પ્રચલિત ભાષાઓના શબ્દોનો છે. દુઆ પઢયા પછી તેઓ ભજન ગાય છે. એ ભજનને તેઓ "જ્ઞાન" કહે છે. આ "જ્ઞાન" ગુજરાતી, કચ્છી અને સિંધી ભાષાઓમાં લખેલું છે. તેઓનાં બે ધર્મપુસ્તકો છે, જે "દશાવતાર" નામે ઓળખાય છે. તેમાંનું એક નાનું અને બીજું મોટું છે. તે પુસ્તકોનું વાચન કરવાથી મોટું પુણ્ય (સવાબ) પ્રાપ્ત થાય છે, એમ આ ગુપ્તપંથીઓ માને છે. એ પુસ્તકોમાં મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એવા દશ અવતારોનું વર્ણન કરેલું છે. ઘણા પ્યાર અને શોખથી તેઓ આ દશાવતાર અને પુરાણનું અધ્યયન કરે છે. વચમાં વેદાન્તના આધ્યાત્મિક જ્ઞાનનો પણ તેઓ અભ્યાસ કરે છે. આ પરથી જણાય છે, કે જોકે જોરજુલમના માર્યા તેઓ મુસલમાન તો બની ગયા, તથાપિ હિન્દુ ધર્મ તેઓએ છેક છોડી દીધો નથી. એમ કરવાનું કારણ શું, તે તવારીખ પરથી સ્પષ્ટ માલમ પડશે.

ઇરાન દેશમાં ઘણા પ્રકારના સૂફીઓ છે. અસલ જરથોસ્તી ધર્મના સિદ્ધાંતો, હિન્દુસ્તાનમાંથી આણેલા વેદાંત તથા અદ્વૈતવાદ, અને ગ્રીસ દેશનું તત્ત્વજ્ઞાન, એ બધાનું તેઓએ પોતાના ઇમાનમાં ઓછાવત્તા પ્રમાણમાં સંમિશ્રણ કરેલું છે. વળી અલી-અલ્લાહી નામે એક ફિરકો છે; તે અલીને જાણે પરમેશ્વર તરીકે માને છે. નૂરે મુહમ્મદી અલીને તથા તેના વંશજોને મળ્યો હતો, એમ તેઓનું કહેવું છે. અલીનો સાતમો વંશજ ઇસ્માઇલ હતો, અને તેનો વંશ આજ સુધી ચાલે છે; માટે ઇસ્માઇલી લોક અલીને તથા તેના વંશજોને આજ સુધી પરમેશ્વરના અવતાર તરીકે માને છે, અને પૂજે છે. એવા વેદાન્તવાળા તથા અલી-અલ્લાહી સૂફીઓમાંના કેટલાએક લોકો સૂફીમતનો પ્રસાર કરવા હિન્દુસ્તાનમાં આવ્યા; અને સિંધ, પંજાબ, કચ્છ, તથા કાઠિયાવાડમાં તેઓએ પોતાનું પ્રચારકાર્ય ચલાવ્યું. એમનામાંના કેટલાએકને લુહાણા જાતિમાંથી થએલા મુસલમાનો સહેલથી મળી ગયા. વિષ્ણુના નવ અવતાર પછી જે નિષ્કલંક અવતાર આવવાનો છે તેજ અલી છે, એવું તેઓએ તેમની પાસે મનાવડાવ્યું; એટલે આ લુહાણા મુસલમાનોએ તરત એ મતનો સ્વીકાર કર્યો.

અલીના વંશમાંનો નિષ્કલંક અવતાર તરીકે માનેલો પુરુષ તે વખતે ઇરાનમાં રહેતો હતો; માટે એનાં દર્શન કરવા માટે લુહાણા મુસલમાનો ઇરાનમાં જવા લાગ્યા. આ વખતે ઇરાનમાં બાર-ઇમામી શીઆ મઝહબ પુર જોશથી ચાલતો હતો, માટે ઇસ્માઇલી લોકોના જીવને જોખમ પહોંચવા જેવું હતું. એ કારણને લીધે તેઓને પોતાનો મત ગુપ્ત રાખવો પડ્યો. તેજ કારણથી જે લુહાણા ઇરાનમાં દર્શનને અર્થે જતા હતા તેઓએ પોતાનો મત ગુપ્ત રાખ્યો. જતે દહાડે તેને "સતપંથ" નામ આપવામાં આવ્યું. આ ગુપ્તપંથી સત્પંથી ઇરાનમાં જાહેર રીતે દર્શન કરવા જતા નહિ, પણ વેપારનું બહાનું કાઢીને ત્યાં જતા હતા. વિદ્વાન અથવા સદ્‌ગૃહસ્થ અથવા વેપારીને ફારસી ભાષામાં "ખ્વાજા" કહેવામાં આવે છે. એમાંથી હાલનો પ્રચલિત "ખોજા" શબ્દ ઉતરી આવેલો છે. આ ધર્મમત માનનારા લોકોમાં મારો જન્મ થયો. ઇરાન દેશમાંથી સૂફીમતના જે પ્રચારકો આવ્યા તેમને ફારસી ભાષામાં "બાબા" એટલે "બાપ" કહેતા. એ બાબાઓ ખોજાઓના પુરોહિત બન્યા. બાબા શબ્દનું બીજું રૂપ

"બાવા" છે. તે નામને આજ સુધી અમે અટક તરીકે વાપરતા આવ્યા છીએ.

વેપારને અર્થે ખોજા લોકોએ હિન્દુસ્તાનના ઘણાએક ભાગોમાં તેમજ બલુચીસ્તાન ( મકરાન ), અરબસ્તાન ( મસ્કત ), ઇરાન (બંદર અબ્બાસ), લીંગા (બેહરીન), તથા આફ્રિકા (જંગબાર), ઇત્યાદિ ઘણે ઠેકાણે વસાહત કરી. પરંતુ તેઓની વિશેષ વસ્તી મુંબઇમાં છે. મુંબઇના મોટા મોટા વેપારીઓમાં ખોજાઓની ગણુતરી થાય છે. કલકત્તા, રંગુન, પિનાંગ, ચીન, જાપાન સુધી વેપારને અર્થે તેઓ જઇ પહોંચ્યા છે. તેઓ બહુ ઉદ્યોગી છે. લખોપતિ અને કરોડોપતિ માણુસોની તેઓમાં ખોટ નથી ; તેમજ ગરીબમાં ગરીબ માણુસો પણુ તેઓમાં મળે છે. તો પણુ એક બાબતને લીધે તેઓ ખાસ પ્રશંસાપાત્ર છે, તે એ કે વેપારધંધો કે ઉધોગમહેનત કરીને પોતાનો નિર્વાહ કરવો, એવો તેમનો સુનિશ્ચય છે. એમની કોમમાં ભીખ માગનાર તો કોઇ પણુ નજરે પડતો નથી.

મુંબઇમાં ખોજાઓની વસ્તી વિશેષ હોવાથી અમારૂં કુટુંબ પણુ ત્યાં આવી વસ્યું. ત્યાં રહેવાથી મને ઘણો ફાયદો થયો. પરંતુ દુ:ખની વાત તો એ છે, કે હું ત્રણુ વર્ષનો હતો ત્યારે મારા પિતાજી ગુજરી ગયા. ખોજા લોકોની હાલની સ્થિતિ તો ઘણી બદલાઇ ગએલી છે. પણુ મારા સમયમાં તો એ લોકો પોતાનાં છોકરાંઓને પણુ ધર્મમતો જાહેર કરતા નહિ. ફારસી ભાષા તથા કુરાન શીખવા માટે પહેલાં મને મુગલ લોકોના મદરેસામાં મોકલવામાં આવ્યો. સાધારણુ મુસલમાનો કુરાનનો જેટલો અભ્યાસ કરી શકે તેટલો અભ્યાસ મેં પણુ ત્યાં કર્યો. ત્યાર પછી ફારસી ભાષામાં લખેલાં કોઇ કોઇ પુસ્તકોનું પણુ મેં અધ્યયન કર્યું. યોગ્ય ઉમરે પહોંચ્યા પછી, ખોજાધર્મનું શિક્ષણુ પામવા સારૂ મને કાઠિયાવાડના જુનાગઢમાં મોકલવામાં આવ્યો. ત્યાં મેં ઇસ્લામ ધર્મનું અને ખોજા ધર્મનું કંઇક જ્ઞાન હાંસલ કર્યું. અંગ્રેજીનો અને ગુજરાતીનો અભ્યાસ પણુ મેં મુંબઇની નિશાળોમાં કરેલો છે. એવી રીતે મારી અલ્પબુદ્ધિ પ્રમાણે જે કંઇ જ્ઞાન મેળવવું શક્ય હતું તે મેં ચારે તરફથી મેળવ્યું.

## પ્રકરણ ૨

# ધર્મ બાબતે માણુસની સ્વતંત્રતા

કોઇ કોઇ લોક કહે છે, કે કોઇ શખસને તબદીલી કે ધર્માન્તર કરવું હોય, તો પહેલાં તો તેણે દરેક ધર્મનો પુરેપુરો અભ્યાસ કરવો જોઇએ; અને એવો અભ્યાસ કર્યા બાદ જો કોઇ માણુસને અન્ય ધર્મમાં દાખલ થવું હોય તો તે કરી શકે, કારણુ કે એ તો માન્યતાની વાત છે. પણુ શું આખી દુનિયામાં એવો એક પણુ માણુસ મળી શકશે, કે જેણે સર્વ ધર્મનો પૂરેપૂરો અભ્યાસ કર્યો હોય? બલ્કે જેઓ પોતાના ધર્મમાં ચુસ્ત છે, તેઓએ પોતાનાજ ધર્મનો પણુ પૂરેપૂરો અભ્યાસ કરેલો છે શું? ધર્મનો પૂરેપૂરો અભ્યાસ કરવા પર જેઓ ભાર મૂકે છે, તેઓએ જાણુવું જોઇએ કે એ પોકળ અને અમથી વાત છે. માણુસ ગમે તેટલો વિદ્વાન હોય તો ભલે, પણુ આ બાબતમાં તે પારંગત થએલો હોય એવું માનવું મુશ્કેલ છે. દરેક જાતના લોકોમાં વિદ્વાનો તો હોય છે, પરંતુ ખરા વિદ્વાન બહુ થોડાજ હોય છે; મોટો ભાગ તો અજ્ઞાન હોય છે. તો શું ધર્મની પસંદગી કરવાનો અધિકાર કેવળ વિદ્વાનોનેજ છે? અને બાકીના જયાં હોય ત્યાં ને ત્યાંજ રહે, અથવા શું જયાં તેઓ દોરાય ત્યાંજ જાય! કયો ધર્મ ખરો અને કયો ખોટો, અથવા અમુક ધર્મ ખરો છે કે ખોટો, તેનો નિર્ણય કરવાનો અધિકાર દરેક માણુસને છે, પછી હોય તે વિદ્વાન કે અવિદ્ય. તેમજ અમુક ધર્મ, પોતાની સ્વતંત્ર માન્યતા પ્રમાણે, ખરો છે કે ખોટો તેનો નિર્ણય કર્યા પછી, તેનો સ્વીકાર કરવો કે પડતો કરવો, એ પણુ દરેક માણુસનો સ્વતંત્ર અધિકાર છે. વંશપરંપરાથી મનાતો આવેલો ધર્મ જ્યારે કોઇ પણુ માણુસ સ્વીકારે છે, ત્યારે શું તેથી એમ સાબીત થાય છે કે, તે ધર્મ ખરો છે? ધારો કે એ ધર્મમત ખોટો છે, તો શું, તે ધર્મનો માનનાર ગમે તેટલો ઉંડો અને વિશાળ અભ્યાસ કરે, તેથી સાચા માર્ગ પર તે કદી પણુ આવશે? તદ્દન અસંભવિત. બલ્કે હરેક માણુસ ખુદા તરફના ખરા રસ્તા પર ચાલે, એ બહુ જરૂરનું છે; અને એ તો સાદી તથા કરી શકાય એવી વાત છે.

પહેલું કદમ તો ઘણો અભ્યાસ કરવો, એ નથી. ત્યારે પહેલું કદમ શું છે તે "તોરાત"ની આજ્ઞામાં મોજુદ છે, એટલે "પરમેશ્વર તારા દેવ

પર તું પૂરા અંતઃકરણથી તથા પૂરા મનથી તથા પૂરા બળથી પ્રીતિ કર." આ પહેલી મોટી આજ્ઞા છે. બીજી આજ્ઞા એ છે, કે "જેમ પોતા પર તેમજ પોતાના પાડોસી પર પ્રીતિ રાખ." આ બે આજ્ઞાઓ આખા નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોનો પાયો છે. જો કોઇ માણસ આ બે આજ્ઞાઓનું પૂરેપૂરૂં પાલન કરે તો તેણે ખરા ધર્મનો સ્વીકાર કર્યો છે, એમ કહેવાય. આ પરથી જણાય છે, કે જગતના સર્વ ધર્મોનાં પુસ્તકોનો અભ્યાસ કરવાની જરૂર નથી. પરંતુ પૂરેપૂરી રીતે એ આજ્ઞાઓ પાળવાની મનુષ્યજાતમાંથી કોઇને પણ શક્તિ નથી. એને માટે તો દૈવી શક્તિની અગત્ય છે. આ દૈવી શક્તિ દેવના મુકરરર સાધન મારફતે, એટલે ઇસુ મસીહ પાસેથી, મળી શકે છે. આ શક્તિ સંપાદન કરવાને માટે ઉઠબેસ કરવાની તથા પ્રાણાયામ વગેરે કરવાની કશી જરૂર નથી. તારમાં જે પ્રમાણે વિજળીની શક્તિ પ્રવેશ કરે છે તે પ્રમાણે આ દૈવી શક્તિ મનુષ્યના આત્મામાં પ્રવેશ કરે છે; અને આડાઇ તથા અવજ્ઞાઓમાંથી એને છુટો કરી સારા કામને માટે તૈયાર કરે છે. માણસે જે કરવાનું છે તે એટલુંજ કે, એ ઇલાહી શક્તિનો અંગીકાર કરવો.

## પ્રકરણ ૩

## મારી આસ્થા ને ઉદ્ધતાઇ

એ બધું તો ખરૂં, પણ મારી યુવાવસ્થાના દિવસોમાં આવા વિચારો મારા મનમાં આવતા નહોતા. ધર્મ સંબંધી મારા મનમાં ઝનુન ઘણા જોરથી વસી રહેલું હતું. તે વખતે ઇસ્લામ ધર્મ અથવા સત્પંથની વિરૂદ્ધ જે કોઇ ધર્મ હોય તેનો ખરા અંતઃકરણથી હું ધિક્કાર કરતો હતો. ઇ. સ. ૧૮૫૭ની સાલમાં હિન્દુસ્તાનમાં જે બળવો થયો હતો તે વિષે એક ઇતિહાસ મારા વાંચવામાં આવ્યો. એમાં કમકમાટ ઉપજાવે એવું એક વર્ણન મારા વાંચવામાં આવ્યું. ખ્રીસ્તી માતાઓના હાથમાંથી તેમનાં પ્રિય બાલુડાંઓને છીનવી લઇ, હવામાં જેમ દડો ઉછાળવામાં આવે, તેમ બળવાખોરો તેમને અદ્ધર ઉછાળતા અને બિચારાં નિર્દોષ બચ્ચાંઓને ભાલાની અણી પર ઝીલી લેતા; અને માબાપની આંખો આગળ આ બચ્ચાંઓનો વધ કરતા; પછી માબાપોનું અપમાન કરી તેમને પણ ક્રૂર રીતે મારી નાખતા.

આ વર્ણન વાંચીને જ્યારે પાષાણુસમ હૃદય પણ દ્રવી જાય, ત્યારે મારા મનમાં ઘણો આનંદ પેદા થયો ! શેખ સાદીની એક કિતાબમાં લખેલું છે, કે જે કોઇ મુહમ્મદનો વિરોધ કરે તેના શરીરનું માંસ ચીપીઆથી તોડી તોડીને કાઢવું જોઇએ. એ વાત મને બહુ પસંદ પડી. ખ્રીસ્તી લોકોની એવીજ હાલત કરવી જોઇએ, એવો મારો ચોક્કસ વિચાર હતો. બીજા ધર્મોનો ધિક્કાર પણ હું કરતો હતો, પરંતુ બીજા બધા કરતાં ખ્રીસ્તી ધર્મ પર તો મને વિશેષ વહેમ, ગુસ્સો અને કંટાળો હતો. ઇસુ મસીહનો આદર બીજા બધા મુસલમાનો કરવા ધારે છે, તે પ્રમાણે હું પણ કરતો હતો ખરો, તોપણ એમનું જીવનચરિત્ર લખનારા તથા ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરનારાઓને હું સાંખી શકતો નહિ. તેઓ બધા જુઠા છે, એમ હું સમજતો હતો. ઇસુ ખ્રીસ્તના રસૂલોને હું શાપ દેતો હતો, અને તેમના અનુયાયીઓનો પણ હું તિરસ્કાર કરતો હતો. કોઇ કોઈ વખત તો તેઓ પર મને એટલો કાળ ચઢતો, કે બની શકે તો "ખ્રીસ્તી" નામથી ઓળખાનારાં બધાંને પકડી પકડીને ઘાંચીની ઘાણીમાં પીલી કાઢું.

આવા આવા વિચારો મારા મનમાં ઘોળાયા કરતા હતા, એવામાં એક સમયે મુંબઇના રાણીબાગમાં હું ગયો. ત્યાં કોઇ વિદ્વાન મિશનેરી ફારસી ભાષામાં ઉપદેશ કરતો હતો. તેને જોઇને મારા મનમાં ઉગ્ર કોપ વ્યાપ્યો. તે ખરો વિદ્વાન હતો. ઘણી ભાષાઓનું તેને સારૂં જ્ઞાન હતું; ફારસી, અરબી, અંગ્રેજી, મરાઠી, ગુજરાતી, ઉર્દુ અને પોર્ટુગીઝ ભાષાઓ તે જાણતો હતો; અને વાત કરતાં કરતાં પ્રસંગોપાત જે જે ભાષાની જરૂર પડે તેમાં તે બોલતો હતો. એ માણસ વૃદ્ધ હતો, અને હું તો તેની આગળ એક નાદાન, જુવાન છોકરો હતો; પણ એ બાબતની મેં દરકાર કરી નહિ. મેં તો આ બિચારા વૃદ્ધ ગૃહસ્થને ગમે તેવી ગાળો દીધી—તું ગધેડો છે, તું શેતાન છે. એવા શબ્દોનો વરસાદ મેં તેના પર વરસાવ્યો. એના મનમાં આવત તો તે મને એક બે તમાચા મારી શકત; પરંતુ એવું કશું તેણે કર્યું નહિ. ઘણીજ શાંતિ સહિત તે મારી સામે જોવા લાગ્યો. મારા ગુસ્સાનો અગ્નિ જ્યારે જરા હોલાવા લાગ્યો ત્યારે તેણે કહ્યું, "ભાઇ, હું તો તારા બાપ જેવો છું, અથવા મને દાદો કહે તો પણ ચાલે એવું છે; તું જુવાન છે, અને મારા જેવા બુઢ્ઢા પર

એવા ખરાબ શબ્દોનો મેહ તું વરસાવે, તેમાં તારી શોભા છે શું? તું એવું સમજતો હોય તો ભલે. વળી તું મને એકવાર ગધેડો કહે છે, પણ હું કહું છું, કે મેં તો સો વાર ગધેડાપણું કરેલું છે. મેં મારા પ્યારા ખુદાની વિરૂદ્ધ ઘણાં પાપ કર્યાં છે; અને જ્યારે જ્યારે મેં પાપ કર્યું ત્યારે ત્યારે હું ગધેડો બન્યો, નહિ તો બીજું શું? એ નામને હું તદન લાયક છું; છતાં આ ગધેડાપણામાંથી જે મને ગૃહસ્થ બનાવનાર છે, એટલે ઇસુ ખ્રીસ્ત, તેમનું નામ પોકારી પોકારીને હું જાહેર કરૂં છું. કારણ કે આ મહાન વૈદે મારા પાપરૂપ રોગમાંથી મને છુટો કર્યો છે; અને એવી શાહેદી ઠેકાણે ઠેકાણે પુરીને હું તેમનાં વખાણ કરૂં છું, તથા મારા જેવા પાપના રોગમાં જેઓ ફસાએલાં છે તેઓને હું મુક્તિનો માર્ગ બતાવું છું. તેમાં મેં અયોગ્ય શું કર્યું? મારે તને એટલુંજ કહેવાનું છે, કે તારે મને જેટલી ગાળો દેવી હોય તેટલી દે, તેની મને પરવા નથી; પણ બાઇબલમાં ઇસુ મસીહનું જે જીવનચરિત્ર લખેલું છે તે જરા વાંચી જો; તેમાંથી તને આંતરિક પ્રકાશ મળશે."

આટલી બધી નરમાશથી તેણે જવાબ આપ્યો તો પણ મારો આંકડો જરાએ નમ્યો નહિ. મેં તો તોછડાઇથી તેને જવાબ આપ્યો, કે "અરે જા જા, તારૂં બાઇબલ એક છેડાથી બીજા છેડા સુધી મેં વાંચેલું છે, તું શાનો ઉપદેશ કરવા આવ્યો છે?" એણે કહ્યું, "સાહેબ, તમારા જેવા વિદ્વાન માણસની આજેજ મને મુલાકાત થઇ, તેથી મને બહુ આનંદ થયો છે; કારણ કે મેં તેત્રીસ વરસ કિતાબે મુકદસનો અભ્યાસ કર્યો છે, તો પણ તેનું પુરૂં જ્ઞાન મને થયું છે, એમ હું કહી શકતો નથી. ઠીક ભાઇ, આટલું તો કહો કે સમરૂની ઓરત સાથે ઇસુએ જે સંભાષણ કર્યું તે શું હતું?" મેં તે વાંચ્યું હોય તો કહુંને! હું વિચાર કરવા લાગ્યો. પછી જવાબમાં મેં કહ્યું, કે "બાઇબલનો જુનો ભાગ મેં વાંચ્યો નથી." મારી મૂર્ખાઇ પર તે હસવા લાગ્યો. પછી તેણે જણાવ્યું, કે "એ વાત તો નવા કરારમાં છે." એ પ્રમાણે સર્વની રૂબરૂ મારી ફજેતી થઇ, પણ મેં એ ફજેતીને ગણકારી નહિ. મેં અને મારા સાથીઓએ ધાંધળ કરીને તેને નસાડી મૂક્યો.

## પ્રકરણ ૪

# મારી બેચેની ને સુનિશ્ચય

મારા દોસ્તોની સાથે હું ઘેર જવા નીકળ્યો. રસ્તે જતાં મારા દોસ્તોએ મારાં ઘણાં વખાણ કર્યાં. મારી ફારસી ભાષા તથા વાદવિવાદ કરવાની મારી તાકાત ઉંચા દરજ્જાની છે, એમ કહી કહીને તેઓએ મને બહુ ફુલાવ્યો. હું પણ ફુલણજી બન્યો, અને અભિમાનના સાગરમાં તરવા લાગ્યો, તથા મારી શક્તિનો ઘણા ગર્વથી વિચાર કરવા લાગ્યો. રાતે જમી રહ્યા પછી મારા મનમાં વિચાર આવ્યો, ને જાણે કે મારી સાથે કોઇ વાત કરતું હોય એમ મને લાગ્યું.

મારા પહેલા વિચારમાં મારી સાથે વાત કરનાર મને એમ કહેતો હતો, કે ભાઇ, તું ફુલાઇ ગયો છે. તું ધારે છે, કે એ પાદરી સાહેબને મેં હરાવ્યો. એવા ખોટા વિચાર તારા મનમાં ક્યાંથી આવે છે? ખરૂં જોતાં ફત્તેતી તે માણસની થઇ નથી, પણ તારી થઇ છે; તેમ છતાં તું પોતાને વિજયી થએલો સમજે છે. કોનો જય થયો અને કોનો પરાજય થયો, એ વિચાર કરવાની હાલમાં જરૂર નથી. વળી એ સવાલ મહત્ત્વનો પણ નથી. મહત્ત્વની વાત તો આ છે કે, તે માણસની ધીરજ, સહનશીલતા તથા તેનો વિનય આશ્ચર્યકારક હતાંને? આવી ઉત્તમ ધીરજ, સહનશીલતા તથા આવો વિનય તેને ક્યાંથી સંપાદન થયાં! જે ઇસુ ખ્રીસ્તની વાત તે સંભળાવે છે, અને જે મહાન વૈદે તેની પાપરૂપી બિમારીને નાબુદ કરી છે, તેણેજ આ સદ્‌ગુણો તેને બક્ષ્યા છે, એવું કબુલ કરવું જોઇએ કે નહિ? ઇસુ મસીહ વિષે તેણે જે શાહેદી આપી તે આ ઉપરથી ખરેખરી સિદ્ધ થાય છે કે નહિ?

આના જવાબમાં મેં એટલુંજ ધાર્યું, કે આ વિચારો શેતાને ઉપજાવ્યા છે, માટે હું તેમનો સ્વીકાર કરીશ નહિ. મેં ઉંઘી જવાનો પ્રયત્ન કર્યો, પણ ઉંઘ આવીજ નહિ. આ ને આજ વિચારો વારંવાર મારા મનમાં આવ્યા કરતા. તેમને દૂર કરવાની મેં ઘણીએ કોશીશ કરી, પણ તે વિચારો મારા મનમાંથી ખસ્યા નહિ. એ વખતે ખ્રીસ્તી ધર્મનો ત્રિએકપણાનો સિદ્ધાંત મને માલમ નહોતો. પવિત્ર આત્મા જે સામર્થ્યદાતા અને

માર્ગદર્શક છે તે વિષે મને કશું જ્ઞાન ન હતું. પણ આજે હું સમજું છું, કે તે વખતે મારા મનમાં આ વિચારો ઉત્પન્ન કરનાર પવિત્ર આત્માજ હતો. પવિત્ર આત્માનો મારા પર પ્યાર હતો માટે તેણે તે વિચારો મારા મનમાં ઉપજાવ્યા. છેલ્લે, બીજો એક વિચાર આવ્યો, તે એ કે આ બધી વાતોને કોરે મૂકી દે. તે સાહેબે તને શું કહ્યું હતું? બાઇબલ વાંચ, એટલુંજ કહ્યું હતું ને? વાંચવાથી તારૂં શું નુકશાન થવાનું છે! વાંચ્યા પછી તને માલમ પડે કે તેમાં કંઇ પણ સાર નથી, તો તે પુસ્તકને તું ફેંકી દેજે; અથવા જો તેમાં ભૂલો હોય તો મસીહી લોકોને તે બતાવજે. એમ કરવાથી તેઓને તેમની ભૂલોમાંથી કાઢવાનું પરોપકારી કામ તું કરી શકીશ. પણ તેમાં લખેલી વાત જો ખરી હોય તો તેનો સ્વીકાર કરવો તે તારી ફરજ છે. સત્ય માર્ગ જ્યાં કહીં મળે ત્યાં તેનો અંગીકાર કરવો જોઈએ. તોપણ મેં હઠ પકડી, અને આ વિચારોને મારા હૃદયમાંથી દૂર કરવાનો ઘણા દિવસ સુધી મેં પ્રયત્ન કર્યા કર્યો, પણ મનમાંથી તે ખસતાજ નહિ.

આખરે મેં વિચાર કર્યો કે એક વખત બાઇબલ વાંચી જવું તો જોઇએ. એ વિચારને અનુસરીને ધોબી તળાવ પરના બાઇબલ સોસાઇટિના કિતાબખાનામાં હું ગયો. કિતાબખાનાના સેક્રેટરી સાહેબ મને જોઇને દરવાજા પાસે દોડતા આવ્યા, અને કહેવા લાગ્યા, કે "આવો, સાહેબ, પધારો; ખુરશી પર બેસો. આપ સાહેબની શી આજ્ઞા છે? આપની સેવામાં હું તૈયાર છું." આવાં નમ્રતા ભરેલાં વચનો ઉપરાચાપરી સાંભળી હું એકદમ શરમાઇ ગયો. કારણ કે મુંબઇની બજારના વેપારીઓનું પણ એવું વિવેકી અને નમ્રતા ભરેલું વર્તન મેં કદી જોએલું નહિ. આ સેક્રેટરી સાહેબને મેં કહ્યું, કે "મારે એક બાઇબલ જોઇએ છે." ત્યારે તેમણે મહા આનંદથી બાઇબલની નકલો ટેબલ પર મૂકવા માંડી, અને તેની કિમ્મત મને કહી જણાવી. મેં એક ગુજરાતી બાઇબલ ખરીદ્યું. હું ઝટપટ બહાર જવા નીકળ્યો, પણ દરવાજા સુધી મને વળાવવા સેક્રેટરી સાહેબ મારી સાથે સાથે આવ્યા. જતાં જતાં તેઓએ મને કહ્યું, "આ શાસ્ત્ર વાંચ્યાથી તમારા મનમાં ઘણી મુશ્કેલીઓ આવશે. એનો ખુલાસો કરવા સારૂ કોઇ માણસની તમને જરૂર પડશે. મને કામ તો ઘણું છે, તો પણ જે વખતે તમે પૂછવા આવશો તે વખતે તમારી સેવામાં હું હાજર

રહીશ." આ સાંભળીને હું વધારે અકળાયો; અને જેમ તેમ કરીને દાદર પરથી ઉતરી કાલબાદેવીના રસ્તા પર હું આવી પહોંચ્યો, ત્યારેજ મારા જીવમાં જીવ આવ્યો.

જતાં જતાં એને એજ વિચાર મારા મનમાં આવ્યા કરતો, કે આ કેવા અજબ માણસો છે. એમની નમ્રતા અને એમનો પ્રેમ આશ્ચર્યકારક છે. બાઇબલ લઇને હું ઘેર તો ગયો પણ તે વાંચવાનું મને પસંદ પડયું નહિ. મેં બેચાર વખત તો તેને બારીમાંથી બહાર ફેંકી દેવાની કોશીશ કરી, પણ બારીના સળીઆને લાગીને તે પાછું ઘરમાંજ પડતું. મારા મનમાં એક જાતનું યુદ્ધ ચાલી રહ્યું હતું. એક મન કહે કે, વાંચ; બીજું મન કહે કે, તેને અડકીશ પણ નહિ. એવી આંતરિક ભાંજગડ કેટલોક વખત ચાલી. છેવટે ઇન્જીલ વાંચવાનો મેં નિર્ણય કર્યો. માત્થી રસૂલની સુવાર્તા મેં પહેલીજ વાંચી. પાંચમો, છઠો અને સાતમો, એ ત્રણ અધ્યાયો જ્યારે મેં વાંચ્યા, ત્યારે મારા મનમાં જુદા જુદા વિચારો આવવા મંડયા. એમાં સમાએલા ઉપદેશ પરથી મારા મન પર ઘણી અસર થઇ.

## પ્રકરણ ૫

## પ્રભુ ઈસુના ઉપદેશની ઉત્તમતા

અત્યાર પહેલાં મેં ઘણાએક ઉપદેશ સાંભળ્યા હતા. ફારસી કિતાબોનું અધ્યયન કર્યા બાદ જુદી જુદી સભાઓ તથા મિજલસોમાં જવાનો મને ઘણો શોખ લાગ્યો હતો. ઇરાનના ઘણાએક વિદ્વાનો મુંબઇમાં આવીને ભાષણો કરતા હતા, તે સાંભળવા હું નિત્ય જતો હતો. પરંતુ ઇન્જીલમાંથી જેવો ઉપદેશ મને મળ્યો તેવો કોઇને મ્હોડે મેં સાંભળ્યો નહોતો. નીતિના માર્ગ વિષે મને કશું જ્ઞાન ન હતું, અથવા ધર્મવિષયક ભાષણો મારે કાને કદી પડ્યાં નહોતાં, એમ તો કહી શકાય નહિ. અમારા મુસલમાની ઇમાન કે દીનની બધી વિગતોનો પૂરેપૂરો અભ્યાસ મેં કર્યો ન હતો, એ વાત ખરી, તોપણ એટલું તો કહી શકું છું કે તેનાં મૂળતત્ત્વો તથા જોહર હું સારી પેઠે જાણતો હતો. ઘણીએક નીતિની વાતો મેં

સાંભળી હતી અને ગ્રહણ પણ કરી હતી. છતાં ઇસુ મસીહનો પહાડ પરનો ઉપદેશ કંઇ ઓર તરેહનોજ હતો, એમ મારા મનને નક્કી લાગ્યું.

જુઓ તો ખરાં—જેઓ પૈસાદાર, પ્રખ્યાત, તાકતવર કે રંગીન છે, તેઓ મુબારક છે, એમ પ્રભુ ઇસુ કહેતા નથી; તેમજ જેઓ રીતસર દીનની બધી ક્રિયા કરે છે, તેઓ મુબારક છે એમ પણ તેમનું કહેવું નથી. બલ્કે જેઓ નમ્ર, રહમદિલ, પાક-દિલ, તથા જેઓને રાસ્તબાઝી કે ન્યાયીપણાની ભૂખ તથા તરસ છે તેઓ મુબારક છે. જ્યાં સુધી માણસના મનમાં ન્યાયીપણાની ખ્વાહીશ ઉત્પન્ન થાય નહિ, ત્યાં સુધી ધર્મ તેના ખરા કામમાં આવતો નથી. ઘણા લોક બીજાઓને દેખાડવા સારૂ નમાજ પઢે છે, અથવા પ્રાર્થના, ભજન, ઉપવાસ, વગેરે કરે છે. પ્રાર્થના નહિ કરવી જોઇએ એવો પ્રભુ ઇસુ ખ્રીસ્તનો ઉપદેશ નથી. પરંતુ જે કરવાનું છે તે ન્યાયીપણું મેળવવા માટે કરવું જોઇએ, અથવા અંતઃકરણને શુદ્ધ કરવાના હેતુથી કરવું જોઇએ, એવો તેમનો ઉપદેશ છે. પ્રાર્થના, ઉપવાસ, દાનધર્મ, એવાં જે નિત્યકર્મો કરવાનાં ફરમાવેલાં છે તે લોકોની આગળ ધાર્મિકતાનો ડોળ દેખાડવા માટે કરવાનાં નથી; પરંતુ આપણો ખુદા જે ગુપ્તમાં કરેલાં આપણાં કામો જુએ છે તેમની આગળ આપણું કર્તવ્ય બજાવવા માટે કરવાં જોઇએ. નેક કામો કરતાં કરતાં મનમાં લોભ પેદા થાય, એ મોટું જોખમ છે, અને એ જોખમથી બહુ સંભાળવાનું છે.

એક બાઇ વિષે એક એવી કહાણી છે કે, તેના એક હાથમાં સળગતું લાકડું અને બીજા હાથમાં પાણીની ડોલ લઇને તે ઝટપટ ચાલી જતી હતી. રસ્તે કોઇ માણસે તેને પૂછ્યું, કે આ આગ તથા પાણી લઇ જવાનો હેતુ શો છે? તેણે જવાબમાં કહ્યું, કે આ આગ વડે હું સ્વર્ગને સળગાવી મૂકીશ, અને આ પાણી વડે નર્કની આગ બુઝાવી નાખીશ; કારણ કે નીતિના માર્ગે લોકો ચાલે છે, એનું કારણ કાંતો જન્નતની લાલચ અગર તો જહાન્નમની બીક છે! આ કહાણી અમથી કહેલી નથી. તેમાં કંઇક અર્થ રહેલો છે, એટલે કે જન્નત અને જહાન્નમ ન હોય તોએ માણસ નિઃસ્વાર્થ બુદ્ધિએ નીતિનો ખરો માર્ગ સ્વીકારી શકશે. જો આપણે ખુદાને તથા તેમની પાકીઝગી (પવિત્રાઇ) અને ભલાઇને ચાહીએ તથા શોધીએ, તો સવાબ સંબંધી વિચાર કર્યા વિના પણ આપણે ખુદાના જેવા બનીશું.

પ્રભુ ઇસુએ કહ્યું, કે ખૂન ન કરો, એમ ધર્મશાસ્ત્રમાં લખેલું છે; પણ હું તમને કહું છું, કે તમારા ભાઇ પર ક્રોધ ન કરો. મતલબ એ છે, કે ખૂન કરવાનું મૂળ ક્રોધ હોય છે. જો ઝાડ ખરાબ હોય અને તેના મૂળ પર કુહાડી મારી તેનો નાશ કર્યો હોય, તો ખરાબ ફળ આવવાનો સંભવ રહેતો નથી. તેજ પ્રમાણે ક્રોધ નામના ઝાડના મૂળ પર કુહાડી મારી તેનો નાશ કર્યા પછી ખૂન, ઝગડા, શાપ, ગાળ વગેરે ખરાબ ફળો આવવાનો સંભવ રહેશે નહિ. હત્યા કરવાની ઇચ્છા મૂળમાંથીજ કાપી નાખવી એવો પ્રભુ ખ્રીસ્તનો ઉપદેશ છે. કોઇ માણુસ મનમાં ક્રોધ રાખીને પ્રાર્થના અથવા બીજી કોઇ ધર્મક્રિયા કરે, તો તેથી તેને કશો ફાયદો થવાનો નથી. "જો તું તારૂં અર્પણુ વેદી પાસે લાવે અને ત્યાં પણુ તને યાદ આવે કે મારા ભાઇને મારી વિરૂદ્ધ કંઇ છે, તો ત્યાંજ વેદી આગળ તારૂં અર્પણુ મૂકીને જા, પહેલાં તારા ભાઇની સાથે સલાહ કર, ને ત્યાર પછી આવીને તારૂં અર્પણુ ચઢાવ" (માત્થી ૫; ૨૩, ૨૪). આ ઉપરથી જણાય છે કે પોતાના મનનો ક્રોધ પહેલાં દૂર કરવો જોઇએ. પ્રભુ ઇસુએ આપણુને જે ઉત્તમ પ્રાર્થના શીખવી છે તેમાંનું એક પ્રાર્થનાવચન એવું છે, કે "જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યું છે, તેમ, હે ખુદા, તું અમારાં ઋણો અમને માફ કર" (૬; ૧૨). "ઋણુ" શબ્દનો અર્થ "અપરાધ" ગણેલો છે, એવું આગળ વાંચતાં માલમ પડે છે. જો આપણે ક્રોધ તથા અદેખાઇનો ત્યાગ કરીને આપણી વિરૂદ્ધ અપરાધ કરનારાઓને માફી બક્ષીએ છીએ, તોજ ખુદા પણુ તેમની વિરૂદ્ધ કરેલા આપણા અપરાધો આપણુને માફ કરશે. વેર ન રાખવું એટલુંજ નહિ, પણુ દુશ્મનો પર પ્યાર કરવો જોઇએ. કોઇ આપણું ભલું કરે અને તેનું ભલું આપણે કરીએ, તો એમાં કંઇ વિશેષ કર્યું કહેવાય નહિ, એ તો સ્વાભાવિકજ છે. પરંતુ જો કોઇ આપણું બુરૂં કરે તોએ તેનું ભલું કરવું તથા તેના પર હેત રાખવું, એ માણુસજાતથી થઇ શકે તે કરતાં ઘણું મુશ્કેલ છે. આ ઉપલાં વાક્યોમાં ઉદાર સ્વભાવ, પ્રેમ, સલાહ, સંપ, ભાઇચારો, એવી એવી વાતો વિષે ઉપદેશ સમાએલો છે.

વ્યભિચાર (ઝિના)ની બાબતમાં સર્વ જાણે છે, કે કોઇ પરસ્ત્રી સાથે શારીરિક સંબંધ કરવો, એ જાહેર પાપ છે; પણુ માણુસના દિલમાં

તેનું મૂળ છે એવું મસીહ જણાવે છે. ધારો કે શારીરિક સંબંધ ન બન્યો, તોપણ અંત:કરણમાં વાસના તથા દુષ્ટ વિચારો આવે તો તેટલામાં મનથી વ્યભિચાર થઇ ચૂકે છે. માટે કામાતુરપણાને મૂળથીજ કાપી નાખવું જોઇએ, નહિ તો માણસનો જીવ હલાક થાય. પાક પરમેશ્વરનું દર્શન પામવાને માટે અશુદ્ધ આત્મા નાલાયક છે.

વળી ચોરીનું મૂળ લોભ છે, એ મૂળનો વિનાશ કરવો જોઇએ. એક પૈસાની ચોરી અથવા એક લાખ રૂપિયાની ચોરી એ બન્ને ખુદાની આગળ સરખાંજ છે, કારણ કે ચોરી કરવાનો વિચાર કરવાથી માણસનો આત્મા ભુંડો થયો. ઘણા લોકો મોટી મોટી ચોરી કરનારા હોતા નથી ખરા, પણ તેઓ દુનિયાઇ બાબતો માટે ફિકરચિંતા કરે છે, એ પણ એક જાતનો દોષ છે, કેમકે ખુદા પ્રત્યે તેમનું લક્ષ તથા તેમનો ભરોસો ઓછાં માલમ પડે છે. તેઓ દાન માગે છે ખરા, પણ દાનના દાતાને શોધતા નથી. મહેનત કરવી નહિ, અથવા પોષણને માટે યોગ્ય ઉદ્યોગ કરવો નહિ, એવું ઇસુ મસીહનું કહેવું નથી. તેમનું કહેવું એવું છે, કે ખુદાની સંભાળ ઉપર પૂર્ણ ભરોસો તથા આધાર રાખવો જોઇએ. એમ કરવા જતાં જો કદાપિ તંગી વેઠવી પડે અથવા ભૂખ્યા રહેવું પડે તો પણ બડબડવું નહિ; વળી ધન સંપાદન કરવાને માટે લુચ્ચાઇ કે અનીતિનો માર્ગ લેવો નહિ.

જુજ લાભ થતો હોય તો તે મેળવવા સારૂ કેટલા બધા લોકો જુઠું બોલે છે; અથવા જરા સંકટમાં આવી પડે ત્યારે પણ તેમાંથી છુટવા સારૂ તેઓ કેવા જુઠું બોલવા તૈયાર થઇ જાય છે. તેઓ જુઠું બોલે છે, એટલુંજ પાપ તેઓ કરે છે એમ નહિ; પણ તેઓ કસમ ખાઇને જુઠું બોલે છે, અને જુઠું બોલતાં તેઓને જરા પણ બીક લાગતી નથી કે શરમ અડતી નથી. આવું કરવું એ તો તદન નાલાયક છે. હરેક પ્રસંગે—ભલે ગેરલાભ થતો હોય કે સંકટ વેઠવું પડતું હોય તો પણ—સાચુંજ બોલવું જોઇએ.

"એ માટે જેવો તમારો આકાશમાંનો બાપ સંપૂર્ણ છે તેવા તમારે સંપૂર્ણ થવું જોઇએ" (માત્થી ૫; ૪૮). મતલબ એ છે, કે પરમેશ્વર પોતાના બહોળા વિસ્તાર પ્રમાણે જેવો પૂર્ણ છે, તેવા તમારે તમારા નાના વિસ્તાર પ્રમાણે સંપૂર્ણ થવું જોઇએ. મહાસાગરનો વિસ્તાર મોટો છે અને

પાણીના એક ટીપાનો વિસ્તાર ઘણો નાનો છે; પણ મહાસાગરના પાણીમાં દ્રવ્યોનું જે પરિમાણ છે એજ પરિમાણ પાણીના એક ટીપામાં પણ હોય છે. પરમેશ્વર અખિલ સૃષ્ટિમાં વ્યાપેલો છે, અને માણસ સંકુચિત હદમાં રહે છે, પરંતુ આખી સૃષ્ટિમાં વ્યાપેલો પરમેશ્વર જેવો પવિત્ર, ન્યાયી અને શુદ્ધ છે, તેવો માણસ પોતાની નાની હદમાં પવિત્ર, ન્યાયી અને શુદ્ધ હોવો જોઇએ. નીતિને પંથે ચાલવું એ કંઇ સહેલ નથી. કોઇ કોઇ વાર નીતિવાન મનુષ્ય પર ઘણાં સંકટો આવી પડે છે; અને લોક એમની નિંદા કે ઠઠ્ઠામશ્કરી કરે છે એટલુંજ નહિ, પણ એમને મારી નાખવા અથવા અનેક રીતે તેમને હેરાન કરવા કોશીશ કરે છે. એવાઓને પ્રભુ ઇસુ ખ્રીસ્ત કહે છે, કે "જ્યારે લોક તમારી નિંદા કરશે, ને પૂઠે પડશે, અને મારી ખાતર તમારી વિરૂદ્ધ તરેહ તરેહની ખોટી વાત અસત્યતાથી કહેશે, ત્યારે તમને ધન્ય છે" (૫; ૧૧). આવી વખતે કસાણું મોં કરીને બેસવું નહિ, અથવા ઉદાસ કે નાઉમેદ થવું નહિ, પણ આનંદ અને ઉલ્લાસ કરવો, એવી આજ્ઞા તેમણે આપેલી છે.

અમારો ધર્મ ઉત્તમ, અમારો ધર્મ પ્રાચીન, સુંદર, સહેલ તથા સ્વાભાવિક છે, એવી ફુલાસ મારવામાં કશો પણ અર્થ રહેલો નથી. ધર્મની ઉત્તમતા કે પ્રાચીનતા વિષે ફુલ્લાસ મારવાથી પ્રભુ ખ્રીસ્તની સાથે કોઇનો પણ સંબંધ રહેવાનો નથી. પણ જો ખ્રીસ્તની સાથે તમારે સંબંધ રાખવોજ હોય તો તે માત્ર એક શરતે છે, એટલે ઇશ્વરની આજ્ઞા પાળવી અને તેને અનુસરીને વર્તન રાખવું. કારણ કે તે કહે છે, કે "જેઓ મને પ્રભુ, પ્રભુ, કહે છે, તેઓ સર્વે આકાશના રાજ્યમાં પેસશે એમ તો નહિ, પણ જેઓ મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે કરે છે તેઓજ પેસશે. તે દહાડે ઘણા મને કહેશે કે, પ્રભુ, પ્રભુ, શું અમે તારે નામે પ્રબોધ કર્યો નથી? તારૂં લુણ ખાધું નથી? ઇત્ય. ત્યારે હું તેઓને સાફ કહીશ કે મેં તમને કદી પણ ઓળખ્યા નથી." એટલે કોઇ માણસે પ્રભુનું નામ સ્વીકાર્યું હોય અને તેના નામે પરાક્રમી કામો કર્યાં હોય, તોપણ પરમેશ્વરની ઇચ્છા પ્રમાણે શુદ્ધતાના માર્ગમાં જ્યાં સુધી તે ચાલતો નથી, ત્યાં સુધી તેને અને પ્રભુ ઇસુ ખ્રીસ્તને અથવા પરમેશ્વરને કશો સંબંધ નથી, એવું પ્રભુ ઇસુ ખ્રીસ્તે સાફ જણાવી દીધું છે.

આવાં વચનો વાંચ્યાથી મારા મન પર અસર થઇ, અને પ્રભુ ખ્રીસ્તનો ઉપદેશ અત્યુત્તમ છે, એવો વિચાર પણ મારા મનમાં આવ્યો. મને ખાતરી છે, કે જે વિચારો મારા મનમાં ઉત્પન્ન થયા, તેવા વિચારો મારા જેવો અનુભવ પામનારાઓને પણ આવ્યા વિના રહેજ નહિ. મારે એટલું તો કબુલ કરવું જોઇએ, કે પહાડ પરનો ઉપદેશ જ્યારે મેં પહેલ-વહેલો વાંચ્યો ત્યારે મારા મનમાં જે વિચારો આવ્યા તેઓને હું એવી રીતે પ્રદર્શિત કરી શકત નહિ; તો પણ કોઇ વાર છુપી રીતે તો કોઇ વાર ઉઘાડી રીતે આ વિચારો મારા મનમાં ઘોળાયાં કરતા હતા, એમાં કશો સંદેહ નથી. પરંતુ હું જાતે મીઆંભાઇ, એટલે મારા મનમાં ધર્મનું ઝનુન તો હતુંજ. ગમે તેમ થાય તોપણ મીઆંભાઇની ટંગડી તો ઉંચી ને ઉંચીજ રહે, એ કહેવત પ્રમાણે આ ઉત્તમ ઉપદેશની કશી પણ પરવા મેં કરી નહિ. પ્રભુ ખ્રીસ્તનો ઉપદેશ સારો હોય કે માઠો, અનુકરણ કરવા યોગ્ય હોય કે તજવા યોગ્ય હોય, પણ મારે તો મારા ઇસ્લામ દીનને ચુસ્ત રીતે વળગી રહેવું જોઇએ, એવો મેં નિશ્ચય કર્યો; અને ફરીથી બાઇબલને બાજુએ મૂકી દીધું.

## પ્રકરણ ૬

## મને થએલું દર્શન

પણ આ વખતે મેં બીજો એક સુનિશ્ચય કર્યો. મેં વિચાર કર્યો કે, આમ તો હું મારો વખત માત્ર ગુમાવું છું, માટે મારો વખત ગુમાવવાની જરૂર નથી. મારો ધર્મ અને ખ્રીસ્તી ધર્મ, એ બેની તુલના અથવા મુકાબલો મારે કરવો જોઇએ. એવો વિચાર કરીને, મુસલમાની ધર્મ સંબંધી જે જે ફારસી તથા અંગ્રેજી ચોપડીઓ મેળવી શકાય તે મેળવીને મારી શક્તિ અનુસાર મેં તેમનો અભ્યાસ કરવા માંડયો, અને સાથે સાથે બાઇબલ પણ વાંચતો રહ્યો. આ પ્રમાણે મેં બે વરસ સુધી કર્યું. આ બે વરસ દરમિયાન ખ્રીસ્તી ધર્મ તરફ મારૂં આકર્ષણ થયું છે, એવો વિચાર મારા મનમાં કદી પણ આવ્યો નહિ.

પરંતુ આ બધા સમય દરમિયાન પવિત્ર આત્માએ મને છોડયો નહોતો. તેણે તો મને મજબુત પકડીજ રાખેલો હતો. તોરાતમાં લખેલું

છે, કે "સનાતન પરમેશ્વર તે તારૂં રહેઠાણ છે, અને તારી નીચે [તેના] અનંત હાથો છે" (પુન. ૩૩ ; ૨૭). તેનો અર્થ આ પ્રમાણે છે, કે જો તું સનાતન પરમેશ્વરને શોધે છે તો તને માલમ પણ ન પડે એવી રીતે તેના હાથ તને સુમાર્ગે ચલાવે છે. આ વાક્ય પ્રમાણે તે વખતે મને અનુભવ થતો હતો, અને તે હાલમાં મને યાદ આવે છે. મારા મનમાં કેવી છુપી રીતે કામ ચાલતું હતું તે મને માલમ પડતું નહિ ; હું સમજી શકતો નહિ. હું ખ્રીસ્તી ધર્મનો વિરોધ કરૂં છું એવું હું બહારથી ધારતો હતો ; પણ મને સમજણ ન પડે એવી રીતે અંતરધામમાં પવિત્ર આત્મા ધીરે ધીરે પોતાનું કામ કર્યો જતો હતો.

એ વરસ વીત્યા બાદ પરમેશ્વરની ખરી કૃપા મને દેખાઇ આવી. એક વખત હું એકાંતમાં બેઠો હતો, મારી એક બાજુએ બાઇબલ પડેલું હતું અને મારા હાથમાં એક અંગ્રેજી ચોપડી હતી તે હું વાંચતો હતો. એકાએક કોઇક પ્રકારનો પ્રકાશ મારી સમક્ષ ચમક્યો. સૂર્યના પ્રકાશ જેવો અથવા વિદ્યુતના ઝબકારા જેવો આ પ્રકાશ ન હતો, એટલું તો ખરૂંજ. તોપણ અજાયબી ઉત્પન્ન કરે એવો તે પ્રકાશ હતો. તે પ્રકાશ કેવો હતો તેનું વર્ણન હું કરી શકતો નથી. એનો મને અનુભવ થયાંને આજ પચાસ વરસ વીતી ગયાં છે, તોપણ જાણે તે કાલેજ બન્યો ન હોય એમ આજ સુધી મને લાગે છે. પ્રકાશ દેખાયા પછી મેં એક અવાજ સાંભળ્યો. આ અવાજનું વર્ણન પણ હું કરી શકતો નથી. માણસના અવાજ જેવો તે અવાજ ન હતો, તેમજ ગર્જના જેવો પણ તે અવાજ ન હતો, એ મારે કબુલ કરવું જોઇએ. તોપણ કંઇ શબ્દો મારા સાંભળવામાં આવ્યા ખરા. તે શબ્દો આ પ્રમાણે હતા : "મેં તને આજ સુધી ઘણું સમજાવ્યું અને શિખવ્યું, તોપણ તું તો તારૂં હૃદય કઠણ કર્યા કરે છે, અને હજુ સુધી તું મને ઓળખતો નથી." આ સાંભળીને વિરોધ કરવાની મારી ઇચ્છા એકાએક બંધ પડી ગઇ ; અને હું બોલી ઉઠયો, કે "પ્રભુ, આજથી તું મારો છે, અને હું તારો છું ; તને હું કદી છોડી દેવાનો નથી."

આ વાતને લગભગ પચાસ વરસ થવા આવ્યાં. એટલા વખત દરમિયાન મેં કંઇ ભૂલો કરી નથી અથવા મેં પાપ કર્યાં નથી, એવું કહેવાનો દાવો હું કરી શકતો નથી. તોપણ તે દહાડાથી આજ સુધીમાં પાંચ

મિનિટ પણ એવી ગઇ નથી કે જેમાં મેં મારા પ્રભુને છોડયો હોય; બલ્કે પ્રભુએ મારો ત્યાગ કોઇ પણ વખત કર્યો નથી, એવી મને ખાતરી થાય છે, તેથી મારા મનમાં હમેશાં ખુશી અને આનંદજ છે. આનંદના શિખર પર હું વારંવાર ચઢયો છું. સંકટરૂપી ખાઇઓમાંથી હું પાર નીકળી ગયો છું. સુખનો અને દુ:ખનો તથા ઉન્નતિ અને અધોગતિનો મેં અનુભવ મેળવેલો છે, તોપણ આજ સુધી નિત્ય મને પ્રભુનું દર્શન મળતું રહ્યું છે. પ્રભુએ પોતાનો સંરક્ષક હાથ મારી પાસેથી દૂર કર્યો નથી માટે નિત્ય હું તેની સ્તુતિ કરૂં છું.

હવે આ પહેલું પગલું તો મેં ભર્યું. પહેલાં મને એવું લાગતું હતું કે આ પ્રથમ પગલું હું કોઇ પણ વખત ભરવાનો નથી. ખ્રીસ્તી અને મુસલમાન ધર્મનો તુલનાદર્શક અભ્યાસ કરવાનું કામ મેં એટલા માટેજ માથે લીધું હતું કે, કોઇ પણ રીતે ખ્રીસ્તી ધર્મની ભૂલો કાઢવી, અને તે ભૂલો ખ્રીસ્તી લોકોને બતાવીને તેમને મુસલમાન બનાવવા. પરંતુ પરિણામ તો ઉલટું આવ્યું, તોપણ તે સુખદાયક નીવડયું. મારા વિચારનો પલટો તો થયો હતો, પણ હજુ સુધી જાહેર રીતે ખ્રીસ્તી થવાનો વિચાર મારા મનમાં મુદ્દલે આવ્યો ન હતો.

## પ્રકરણ ૭

## સુડી વચ્ચે સોપારી

હવે તો વધારે ને વધારે ચુસ્તપણે હું મુસલમાની મજહબ પાળવા લાગ્યો. નમાજ પઢવાની બાબતમાં પહેલાં હું થોડીઘણી આનાકાની કરતો હતો ખરો, પણ હવે તો વધારે નિયમિતપણે હું નમાજ પઢવા લાગ્યો. રોજ રોજ વધારે નિયમિતપણે કુરાન વાંચવાનું મેં શરૂ કર્યું. અંત:કરણમાં હું ખ્રીસ્તી છું, એવું કોઇ પણ માણસને મેં બતાવ્યું નહિ. માણસજાતની તો મને વિશેષ બીક ન હતી; તેમજ જાણ પડશે તો મારા ઝનુની સહ-ધર્મીઓ મને મારી નાખશે, એ વાતની પણ મને લેશમાત્ર પરવા ન હતી— પ્રભુ ઇસુને માટે હું મરવા તેયાર હતો. ઉઘાડી રીતે ખ્રીસ્તી થવામાં મને એકજ નડતર હતી. મારી નજર સામે મારાં પ્યારાં માતાજી હતાં. કોઇ પણ વખતે કોઇ પણ કારણે તેમનું દિલ મારે દુભાવવું નહિ, એવો

મારો પાકો નિશ્ચય હતો; માટે તેને ખુશી કરવા સારૂ નમાજ પઢવાનો તથા કુરાન વાંચવાનો નિયમિત ક્રમ મેં શરૂ કર્યો હતો.

મારાં માતાજી મને ઘણાંજ વહાલાં હતાં. તે વિધવા હતાં, અને તેમના વૈધવ્યમાં ઘણા પ્યારથી તેમણે મારૂં પાલણપોષણ કર્યું હતું. ફારસી ભાષા તેઓ સારી પેઠે જાણતાં હતાં, અને તે ભાષામાં લખેલી ઘણીએક ચોપડીઓ તેઓએ વાંચેલી હતી. ખરૂં કહું તો તેઓ વિદ્વાન હતાં. હું ખરાબ સોબતમાં ન પડું તેની તેમને બહુ કાળજી હતી. હું નાનો હતો ત્યારથી તેઓએ આ કાળજી રાખેલી. હું નિશાળમાંથી પાછો આવું અને મારા ઠરાવેલા પાઠોનો અભ્યાસ કરી રહું, ત્યાર પછી તેઓ દરરોજ મને ફારસી ભાષાની ચોપડીઓ વાંચી સંભળાવતાં હતાં, અને સમજાવતાં હતાં. વળી તેઓ મારી સાથે રમતો પણ રમતાં હતાં, કારણ કે આખો દિવસ અભ્યાસ કર્યા કરવાથી બચ્ચાંના મન પર માઠી અસર થાય છે, એવું તેઓ સમજતાં હતાં. આવી રીતે આખો દિવસ મને તેમની સંગતમાં રાખવામાં તેમની મતલબ એટલીજ હતી કે ખરાબ છોકરાંઓની સોબત કરવાનો મને અવકાશ ન મળે અને હું બગડી ન જાઉં. મારાં માતાજી ધાર્મિક પણ હતાં. ધર્મનાં નિત્યકર્મો બહુ આસ્થાથી તેઓ કરતાં હતાં. આવી બધી બાબતોનું તો કદાપિ વત્તુંઓછું વર્ણન કરી શકાય, પણ માતાજીના પ્રેમનું વર્ણન શી રીતે કરી શકાય? "તથા આજ તારૂં હજી હેત તેવું, જળે માછલીનું જડયું હેત જેવું"—એ દલપતરામ કવિની ઉક્તિ આજ સુધી મારાં માતાજીની બાબતમાં મને યાદ આવે છે. તેમના ઉપકારોનું હું શું વર્ણન કરૂં? આ કામ તો મારાથી બની શકશેજ નહિ. મારાં માતાજી માર પર આટલો બધો પ્રેમ રાખતાં હતાં, ત્યારે તેમને કોઇ પણ રીતે મારાથી કદી દુઃખ ન થાય એવો નિશ્ચય મેં કર્યો હોય તેમાં શું આશ્ચર્ય! મારો પણ તેમના પર એટલો બધો પ્રેમ હતો કે મારા માથા પર જેટલા વાળ છે તેટલા જીવ મને મળે તો તે બધા મારાં પ્યારાં માતાજીને અર્પણ કરવા હું તૈયાર હતો. ઘરે નમાજ પઢીને મારાં માતાજીને મેં ખુશ તો રાખ્યાં, વળી ઘરમાં બાઇબલ વાંચવાનું કામ મેં એકદમ બંધ કર્યું.

પરંતુ બાઇબલ વાંચ્યા સિવાય મારા મનને કંઇ ચેન પડતું નહિ. રાણીના બાગમાં ફરવા જવાની મને પરવાનગી હતી. મારા અંગરખાના

ખીસામાં બાઇબલ સંતાડીને હું ફરવા જતો. બાગમાં બાઇબલ વાંચતાં મને કોઇ જોઇ જશે તો માતાજીને ખબર પડી જશે, એવી બીકથી બાગની પેલી તરફ જ્યાં તે વખતે ઉજડ જગા હતી ત્યાં એકાંતમાં જઇને હું બાઇબલ વાંચતો અને પ્રાર્થના કરતો. એવી રીતે આસરે બીજાં બે વરસ વીતી ગયાં. ઉપર વર્ણન કરેલું છે તે પ્રમાણે નિત્યનો ક્રમ તો ચાલતોજ હતો. પણ બાઇબલનો અભ્યાસ કર્યાથી મને વધારે વધારે પ્રકાશ મળતો ગયો. પરમેશ્વર પ્રત્યે મારાં કર્તવ્ય અને માતાજી જેવાં પ્યારાં વ્યક્તિ પ્રત્યે મારાં કર્તવ્ય કયાં કયાં છે, તે ત્યાર પહેલાં મને સારી પેઠે દેખાતાં હતાં. માતાજી દુનિયામાં સર્વ વસ્તુઓથી પ્યારાં છે. તેમને માટે મારો પ્રાણ અર્પણ કરવા તો હું તૈયાર હતો, તો પણ હવે પરમેશ્વર પ્રત્યે મારૂં જે કર્તવ્ય છે, તેનું શું કરવું? મારા દેહ, પ્રાણ અને આત્મા પર મારાં માતાજીનો અધિકાર છે, એ તો હું જાણતો હતો; તોપણ તે પર પરમેશ્વરનો અધિકાર વધારે હોવો જોઇએ, એ મારા સમજવામાં આવ્યું. હું અંતઃકરણમાં ખ્રીસ્તી છું, અને બાહ્ય ચાલમાં મુસલમાન છું; ત્યારે આ ઢોંગ અને જુદાપણું છે, એવું મને સાફ દેખાઇ આવ્યું. અસત્ય ભાષણ કરવું અથવા ઢોંગી વર્તન કરવું તે પરમેશ્વરની સામે પાપ છે, એ વિચારથી મારા મનમાં હું વ્યાકૂળ થયો.

મસીહની આજ્ઞાઓ તો સાફ હતી, કે "માણસોની આગળ જે કોઇ મને કબુલ કરશે તેને હું પણ મારા આકાશમાંના બાપની આગળ કબુલ કરીશ; પણ માણસોની આગળ જે કોઇ મારો નકાર કરશે તેનો નકાર હું પણ મારા આકાશમાંના બાપની આગળ કરીશ. મારા કરતાં જે બાપ અથવા મા પર વધતી પ્રીતિ કરે છે તે મારે યોગ્ય નથી" (માથ્થી ૧૦; ૩૨, ૩૩, ૩૭). "જો તમે મારા પર પ્રેમ રાખો છો તો મારી આજ્ઞાઓ પાળશો" (યો. ૧૪; ૧૫). આ વાક્યોનું મનન કરવાથી મારા મનમાં નીચે પ્રમાણે વિચારો આવ્યા :

(૧) "માણસોની આગળ જે કોઇ મને કબુલ કરશે"—

હું માણસોની આગળ પરમેશ્વર અથવા ખ્રીસ્તનો સ્વીકાર કરૂં છું, કે તેને નાકબુલ કરૂં છું? ખરૂં કહીએ તો જાુઠું વર્તન રાખવાથી અને અસત્ય ભાષણ કરવાથી હું તેને નાકબુલ કરૂં છું, તેથી હું પરમેશ્વરનો ગુનેહગાર

છું. તેત્રીસમા વાક્યમાં લખેલું છે, કે જે કોઈ મારો નકાર કરશે તેનો હું આકાશમાંના બાપની આગળ નકાર કરીશ. અર્થાત્ પ્રભુની આજ્ઞાનો ભંગ કરીએ તો "પ્રભુ, પ્રભુ" કહેવામાં કોઇ પણ જાતનો અર્થ નથી. આ સંબંધમાં એક દાખલો જાણવા જેવો છે. અજામેલના દીકરાનું નામ નારાયણ હતું. તે પોતે નાસ્તિક તથા દુષ્ટ માણસ હતો, અને પરમેશ્વરને માટે બીભત્સ શબ્દો બોલતો હતો, પણ મરતી વખતે તે પોતાની સ્ત્રીને પૂછવા લાગ્યો, કે નારાયણ ક્યાં છે? આવી રીતે "નારાયણ" શબ્દનો ઉચ્ચાર તેના મુખમાં હતો, અને તે મરી ગયો. ત્યારે વિષ્ણુના દૂતો તેને સ્વર્ગમાં લઇ ગયા, કારણ કે ગમે તે અર્થમાં શબ્દ બોલવામાં આવ્યો હોય તોપણ 'નારાયણ' શબ્દનો ઉચ્ચાર થયો, માટે તે સ્વર્ગમાં જવાને લાયક છે, એવું વિષ્ણુના દૂતોએ યમદૂતોને કહ્યું હતું. આવી કથા ચાલે છે. પણ પ્રભુ ઇસુ ખ્રીસ્તનો ઉપદેશ એવો નથી. મનમાં "પ્રભુ, પ્રભુ" કહીએ અને બહારના વર્તનમાં તેનો નકાર કરીએ તેથી કામ સાધ્ય થવાનું નથી. અંતરથી અને બહારથી એકજ વિશ્વાસ પ્રગટ થવો જોઇએ, એવો ઇસુ ખ્રીસ્તનો ઉપદેશ છે.

(૨) ઇસુ ખ્રીસ્ત મને એમ કહેતા હોય તેમ લાગ્યું કે, તું મારો સ્વીકાર કરે તો બીજા માણસો ક્રોધાયમાન થશે, એ તો ખુલ્લી વાત છે. ત્યારે જેમ તેમ કરીને તું મારા નામનો સ્વીકાર કરે, અને અસત્ય ભાષણ કરીને પણ મારો અંગીકાર કરે, તો હું પણ તારો અંગીકાર કરીશ, એમ જો તું ધારતો હોય તો તે ખોટું છે. પ્રગટ રીતે મારો સ્વીકાર કર્યાને લીધે બાપ બેટાને મારી નાખવા તૈયાર થશે; બેટો બાપને મારી નાખશે; મા પોતાની દીકરીને અને દીકરી પોતાની માને કાપી નાખવા ઉભી થશે; વહુ પોતાની સાસુને અને સાસુ પોતાની વહુને મારશે; કુટુંબમાં એવો કુસંપ પેસશે; પરંતુ તેમાં મારો દોષ નથી. દોષ જોવા જાઓ તો જગતના વિપરીત લોકોનો છે, એવું પ્રભુ ખ્રીસ્તે દેખાડયું. તેના ઉપદેશનો સાર આ છે કે, તમારા મનમાં પરમેશ્વરનો પ્રેમ ઉત્પન્ન થાય, સત્યનો માર્ગ તમે સ્વીકારો, અસત્યનો ત્યાગ કરો, અને સત્યની ખાતર જીવ જાય તોપણ તેની દરકાર ન કરો. પાણી દેવતાને ઠંડો પાડે છે; પાણીનો ધર્મ ઠંડક આપવાનો છે. પરંતુ એજ પાણી કળીચુનામાં નાખીએ છીએ ત્યારે તે ગરમ

થઇ ઉભરાઇ જાય છે. હવે એ ગુણ પાણીનો નથી, પણ કળીચુનાનો છે. એજ દૃષ્ટાંત ઇસુ ખ્રીસ્તને લાગુ પાડીએ. ઇસુ ખ્રીસ્તનું સત્ય જગતમાં આવ્યાથી કેટલાક લોકોને સંતાપ થાય છે, એનું કારણ ઇસુ ખ્રીસ્ત નથી. તે તો પ્રેમસ્વરૂપ અને શાંતિનો રાજા છે; પણ લોકોના મનમાં જે સત્ય-પ્રિયતા જોઇએ તે નથી, માટે તેઓ ક્રોધાયમાન થઇ જાય છે.

(૩) પરમેશ્વર તે આકાશવાસી બાપ છે, એવું પ્રભુ ઇસુ વારંવાર કહેતા હતા, તેનું મૂળ કારણ એ હતું, કે દૈહિક બાપના પ્રેમનું પ્રદર્શન કરવું, અને પરમેશ્વર પિતાનો પ્રેમ તથા દૈહિક બાપનો પ્રેમ, એ બેનું સરખાપણું બતાવવું. એ પરથી એમ લાગે છે, કે માણસોને માબાપની વિરૂદ્ધ થવાનો ઉપદેશ કરવો તે ઇસુ ખ્રીસ્તના મનમાં હતુંજ નહિ; કારણ કે તે તો આમ કહેતા, કે "માબાપનું સન્માન કરો," એટલે તેમનો આદર કરો તથા તેમની આજ્ઞા પાળો. પરંતુ આપણાં જગતમાંનાં માબાપ કરતાં આકાશમાંના બાપ પર આપણે વધારે પ્યાર કરવો જોઇએ; અને જ્યાં જગતમાંનાં માબાપની ઇચ્છાનો અને આકાશમાંના બાપની ઇચ્છાનો સામ-સામો વિરોધ થતો હોય, ત્યાં આકાશમાંના બાપની ઇચ્છાનેજ મોટી માનવી જોઇએ. સહુની ઇચ્છા કરતાં આકાશમાંના બાપની ઇચ્છા પ્રધાન છે; પરંતુ તે ઇચ્છા પૂર્ણ કરવા માટે માબાપનો અથવા કોઈ પણ માણસનો હમેશાં અનાદર કરવો જોઇએ એમ સમજવું નહિ.

(૪) "જે કોઇ મારા પર પ્રેમ કરે છે તે મારી આજ્ઞા પાળશે."

ખ્રીસ્તી ધર્મમાં બીજી કોઇ પણ બાબત કરતાં પ્રેમનું પ્રાધાન્ય વિશેષ છે. ખ્રીસ્તે જે ઉપદેશ કર્યો તેનો સાર આવો છે, કે ઈશ્વર પર પ્રેમ કરો, માણસ પર પ્રેમ કરો. આજ્ઞા પાળવી, તો તે જોરજુલમને લીધે નહિ. નર્કની બીકને લીધે આજ્ઞા પાળવામાં કંઇ પણ ફાયદો નથી. જે પરમેશ્વર પર પ્રેમ કરે છે તે તેની આજ્ઞા પાળવાનો નકાર કરશે નહિ. માબાપ અથવા જગતમાંનાં વાનાંઓમાંનું કઇ પણ પરમેશ્વર કરતાં વધારે વહાલું લાગવું જોઇએ નહિ. પ્રિયમાં પ્રિય તે પરમેશ્વર હોવો જોઇએ, ત્યાર પછી બીજું બધું.

આવા આવા વિચારો મારા મનમાં આવ્યા, તેથી મને ઘણી મુંઝવણ થઇ. શું કરૂં ? સુડી વચ્ચે સોપારી જેવી મારી હાલત થઇ. કહું તો કહ્યું

ન જાય, ન કહું તો મારા આત્માનો નાશ થાય. આવા વિચારોથી હું ઘણો મુંઝાયો. મારાં માતાજીની કોઇ પણ કારણે લાગણી દુભવવી, એ મારાથી બની શકે તેમ નહોતું. આવા વિચારમાં ને વિચારમાં હું બેચેન અને ઉદાસ બન્યો. કંઇ પણ સુઝે નહિ; જમવાનું ભાવે નહિ. દિવાના પ્રમાણે અહીંતહીં ભટકવા લાગ્યો. કોઇ કોઇ વખત વિચાર આવતો, કે બળ્યું આ તારણ! મારે એ નથી જોઇતું! મારી માને તો હું કદી છોડીશ નહિ, અને કોઇ પણ જાતની ચિંતામાં નાખીશ નહિ. વળી વિચાર આવે, કે આ તો એક પ્રકારની હઠ છે. પરમેશ્વર કરતાં માતાજી પ્યારાં ન હોય! એવી માનસિક મુઝવણમાં ઘણા મહીના વીતી ગયા, પરંતુ કંઇ રસ્તો જડયો નહિ. અભ્યાસ તો હું દરરોજ કરતોજ હતો, પણ કોઇ વાતમાં મને રસ પડતો નહિ. છેવટે નિરાશ થઇને બેસી રહ્યો.

એક વખત હું આ નિરાશાની અવસ્થામાં હતો ત્યારે મને વિચાર આવ્યો, કે ગમે તેમ થાય, તોપણ પરમેશ્વરને તો મારે છોડવો નહિ. કોઇ પણ બાબતમાં પરમેશ્વરની ઇચ્છા શી છે તે જાણવા સારૂ મુસલમાન લોકો કોઇ કોઇ વખત કુરાન ખોલીને તેમાંથી એકાદ બે વાક્યો વાંચે છે, અને પરમેશ્વરની ઇચ્છા શી છે તે તે વાક્યોના અર્થ પ્રમાણે જાણી લેવાની કોશીશ કરે છે; અથવા નાનાપ્રકારની પદ્ધતિએ પરમેશ્વરની ઇચ્છા જાણી લેવાની તજવીજ કરે છે. આ તો એક જાતનો વહેમ છે, પણ વહેમ છે એમ તે વખતે મેં ધાર્યું નહિ. હાફીઝ નામના કવિની ચોપડી મેં અનાયાસે ખોલી. તેમાં જે વાક્યો નીકળ્યાં તેનું ભાષાંતર આ પ્રમાણે છેઃ " પરમેશ્વરની મરજી પૂર્ણપણે જાણવાની તારામાં તાકાત નથી. તે મોટો છે, તું નાનો છે; જ્યાં તે છે ત્યાં જવાનો રસ્તો ઘણો વિકટ, ભયંકર અને દૂરનો છે. ત્યાં સુધી તું પહોંચી શકીશ નહિ; તોપણ તું નિરાશ થઇશ નહિ. પરમેશ્વરની યોજના તને માલમ નથી, તેની યોજનાઓ પડદાની પછવાડે છુપી છે. હળવે હળવે પડદો ઉપાડવામાં આવશે, તેમ તેમ તેની યોજનાઓ તારા ધ્યાનમાં ઉતરતી જશે. હમણાં તો એટલુંજ ધ્યાનમાં રાખ, કે જેઓ સત્યનો માર્ગ સ્વીકારે છે, તેઓને જાતજાતનાં સંકટો વેઠવાં પડે છે. પરંતુ સંકટની દરકાર તું શા માટે કરે છે? જો તું પરમેશ્વર પર પ્યાર કરતો હોય તો આબાદી અથવા બરબાદી, માન અથવા અપમાન, એવી કોઇ પણ બાબતનો વિચાર કરવાનું

કંઈ પણ કારણ નથી, એની શું તને ખબર નથી?" શબ્દેશબ્દનો અર્થ કરીને આ તરજુમો મેં કરેલો નથી; માત્ર એની મતલબ ટાંકેલી છે.

પરમેશ્વરની ઇચ્છા મારે જાણવી હોય તો હાલ આ પદ્ધતિનો ઉપયોગ હું કરતો નથી. પણ તે વખતે તો મારા મનમાં હમેશને માટે વિચાર આવ્યો, કે હવે પછી સંકટનો, દુ:ખનો કે વિયોગનો વિચાર હું કરીશ નહિ. ગમે તે થઇ જાય, પણ યાહોમ કરીને હું સમુદ્રમાં કુદી પડીશ. પરિણામ જે થવાનું હશે તે થાય, પરંતુ પરમેશ્વરની સામે તો હું બળવો કરીશ નહિ.

## પ્રકરણ ૮

## માતાજીને સંદેશો

આ વખતે હું મુંબઇમાં હતો; અને મારાં માતાજી તથા મારા મોટા ભાઇ જેમને હું તીર્થસ્વરૂપ સમજતો હતો તેઓ પુનામાં હતાં. તેઓ પર મેં એક ચિટ્ઠી લખી કાઢી. એ ચિટ્ઠી બહુ પ્યારથી વિનયપૂર્વક લખેલી હતી. એમાં મેં જરાએ જુઠું તો લખ્યુંજ નહોતું. મારા અંતરમાં જે હતું તેજ મેં પ્રગટમાં બતાવ્યું હતું; પણ છેવટે એટલુંજ કહ્યું, કે "મારાં પ્યારાં માતાજી, તમારો ત્યાગ કરવાનો વિચાર મારા મનમાં કદી આવશે નહિ. માતાજી પર પ્રેમ કરવાની આજ્ઞા ઇસુ ખ્રીસ્તે આપેલી છે, અને તમે મારા પર પ્યાર કરો છો તો તેનો તિરસ્કાર હું કદી કરવાનો નથી. તમે મારાં માતાજી છો, અને હું તમારો દીકરો—બલ્કે તમારો સેવક, તમારો ગુલામ—છું. તમારી સેવા કરવી એજ મારો આનંદ અને મારૂં સુખ છે. તમારી આગળ મારી વિનંતી માત્ર એટલીજ છે કે, મારા ખ્રીસ્તને તજી દેવાની આજ્ઞા તમે મને આપશો નહિ. તમારી બધી આજ્ઞા હું પાળીશ, પણ ખ્રીસ્તને છોડવાની આજ્ઞા જો તમે આપશો તો તે હું પાળી શકીશ નહિ. હું તમને ચોકખેચોકખું કહું છું, માટે તમે ક્રોધાયમાન થતાં નહિ. હું તમારો બંદો ગુલામ છું; અને તમે મારાં વહાલાં માતાજી છો. આ સંબંધ છેવટ સુધી ટકશે. તમારાજ ઘરમાં હું રહીશ, અને તમારા ચરણની સેવા કરીશ. આ સેવા બજાવવામાં મને જે આનંદ થશે તે તમે આપેલી કૃપાની બક્ષીસ છે, એમ હું સમજીશ."

આ કાગળનો જવાબ ઘણા ગુસ્સાથી મારા મોટા ભાઇએ આપ્યો: "તને સનેપાત થયો છે, તને દિવાનાની ઇસ્પીતાલમાં નાખવો જોઇએ, તું ગધેડો છે, તું મૂર્ખો છે;" વગેરે મુક્તાફળોનો વરસાદ તેણે તે કાગળમાં વરસાવ્યો. પણ તે કાગળમાં એટલું વધારે લખેલું હતું, કે "માતાજીને મોટો ધક્કો પહોંચ્યો છે. તે બિમાર છે. દિવાના પ્રમાણે બક બક કરે છે, જમતો હોય તો હાથ ધોવા અહીં આવ, ઢીલ કરીશ નહિ, એકદમ પુનામાં આવ. માતાજીને મંદવાડમાં છોડી હું મુંબઇ આવી શકતો નથી."

આ કાગળ વાંચ્યા પછી મારા મનની જે હાલત થઇ હશે, તેની કલ્પના વાંચક પોતેજ કરી લેશે. હું તો તેનું વર્ણન કરી શકતો નથી. હું માતાજીને મળ્યો ત્યારે તેઓ અડધી બેહોશીમાં હતાં, તો પણ એમના બોલવામાં અસંબદ્ધ વાક્યો ન હતાં. તેઓ કહેતાં હતાં, કે "મારા વહાલા દીકરા, તું મને છોડી જાય છે. મારા વૈધવ્યમાં મેં તારી સંભાળ કરી, તારૂં પાલણપોષણ કર્યું, તે એવી આશાથી કે મારા ઝખ્મી અંતઃકરણને તું મલમપટી લગાડશે, અને એવી રીતે મારા વૈધવ્યના દિવસો ભુલી જવાશે. તારા પર તો મેં મારી આશાનો મહેલ બાંધ્યો હતો, પણ તે હવાઇ મહેલ તુટી પડયો, અને તે જમીનદોસ્ત થયો. હવે હું ક્યાં જાઉં? અરેરે હું શું કરૂં! આ વાત મેં સાંભળી તે પહેલાં મારૂં મોત આવ્યું હોત તો તે સારૂં. પણ ક્યાં છે તે મોત! કેમ તે આવતું નથી? મારો વહાલો દીકરો મને છોડી જાય છે; મારા અંતઃકરણના ટુકડેટુકડા કરે છે. એને જરા દયા પણ આવતી નથી."

આ વાક્યો સાંભળીને એવો કયો કઠણ દિલનો દીકરો હોય કે જેનું હૃદય પીગળી ન જાય? હું ઉપર કહી ગયો, કે મારી હાલત સુડી વચ્ચે સોપારી જેવી થઇ ગઇ હતી. માતાજી પરના મારા પ્રેમ વિષે તો મેં ઉપર લખેલુંજ છે. તેમના પ્રત્યે મારા મનમાં પ્યાર ન હોત તો બે વરસ સુધી હું ડગમગ શું કરવા થાત? હવે તો ખ્રીસ્તનો નકાર કરવાનો વિચાર મારા મનમાં આવતોજ નહિ હતો, તો પણ માતાજીના ચરણ આગળ પડીને મેં કહ્યું, કે "મારાં પ્યારાં માતાજી, તમારા કરતાં વધારે પ્યાર કોઇ પણ મનુષ્ય પર હું કરતો નથી, અને કદી પણ કરી શકીશ નહિ. માબાપનો ત્યાગ કરવાની આજ્ઞા પ્રભુ ખ્રીસ્ત આપતાજ નથી. ઉલટી તેમની આજ્ઞા

એવી છે કે, માબાપ પર પ્રેમ કરો. હું તમારો દીકરો છું, તમારો બંદો—ગુલામ છું. તમારી સેવાચાકરી બજાવવા હું નિત્ય તૈયાર રહીશ. એમાં કોઇ પણ વખતે હું આનાકાની કરીશ નહિ. માત્ર મારી વિવેકબુદ્ધિ પ્રમાણે ચાલવાની મને પરવાનગી આપો, એટલીજ તમારા ચરણ આગળ મારી વિનંતી છે." ત્યારે માતાજીએ જવાબ આપ્યો, કે "એ તો કો કાળે બની શકશેજ નહિ. શું મારા મુહમ્મદનો પરિત્યાગ કરનાર માણસને હું મારા ઘરમાં રાખું, અને મારા મુહમ્મદની વિરૂદ્ધ હું પાપ કરૂં? એ તો કદી બનશેજ નહિ."

માતાજીનો વિશ્વાસ તો મુહમ્મદ પર હતો, અને જે મુહમ્મદને માને નહિ તે કાફર છે, તે દયાપાત્ર નથી, એમ તેઓ માનતાં હતાં. એમના એવા દૃઢ વિશ્વાસ લીધે મારા મનમાં આદર હતો. પરંતુ એવોજ આદર મારા વિશ્વાસ પ્રત્યે તેઓ બતાવત તો કેટલું સારૂં થાત! જો કે હું તેમના વિશ્વાસનો વિરોધ કરતો ન હતો, તોપણ તેઓ મારા વિશ્વાસનો વિરોધ કરતાં હતાં, અને મારા પર રાજ કરવા ચાહતાં હતાં. મા દીકરાની વિરૂદ્ધ થશે, એ પ્રભુ ઇસુની કહેલી વાત અહીં ખરી પડી. ઘણીએક વખતે હિન્દુઓ, મુસલમાનો અથવા બીજા ધર્માનુયાયીઓ ખ્રીસ્તી લોકોનો તીવ્ર ધિક્કાર કરે છે, તેનું મૂળ કારણ બીજું કંઇ નહિ પણ આજ છે. વિચારવંત ખ્રીસ્તી તો માણસ માત્ર પર પ્રેમ રાખે છે, પછી હોય તે હિન્દુ, મુસલમાન કે ગમે તે ધર્મનો અનુયાયી. ધર્મને જો શહેરની ઉપમા આપીએ, તો નીતિ એ શહેરનો કોટ છે, એમ તે સમજે છે. થોડાઘણા પ્રમાણમાં દરેક ધર્મમાં નીતિનો ઉપદેશ કરેલો છે. પણ આ નીતિને માર્ગે આપણે ચાલી શકતા નથી, માટેજ આપણે પાપી છીએ. પાપ એ એક તરેહનો મંદવાડ છે, અને જ્યાં તે મંદવાડનો ઉપાય થતો હોય ત્યાં માણસે જવું જોઇએ, અને તે બિમારીમાંથી મુક્ત થવું જોઇએ. ખ્રીસ્તી લોકો બીજા ધર્મોમાં સ્વીકારેલા નીતિમાર્ગનો તિરસ્કાર કરતા નથી; ઉલટું તેઓ એવો ઉપદેશ કરે છે, કે આ નીતિમાર્ગે તમારે ચાલવું જોઇએ. જો કે બીજા ધર્મોમાં સ્વીકારેલા નીતિના ધોરણ કરતાં ખ્રીસ્તી ધર્મમાં સ્વીકારેલું નીતિનું ધોરણ ઘણું ઉંચું છે, તોપણ ખ્રીસ્તી ધર્મમાં અને ખ્રીસ્તેતર ધર્મોમાં જે મોટો ફરક છે તે માત્ર આટલોજ છે, કે નીતિના માર્ગમાં ચાલવા માટે જે દિવ્ય શક્તિની જરૂર

છે, તે શક્તિ માત્ર ઇસુ મસીહ પાસેથી મળે છે. તેટલાજ માટે મસીહ વિષે ખ્રીસ્તીઓ ઉપદેશ કરે છે. બીજા ધર્મો માર્ગદર્શક હશે, પણ ખ્રીસ્તી ધર્મ તો માર્ગદર્શક અને શક્તિદાયક બન્ને છે. પાપરૂપ રોગમાંથી બચાવનાર મહાન વૈદ્ય એકલો ઇસુ મસીહજ છે. તેની પાસે સર્વ લોકોએ જવું જોઇએ, એવો ઉપદેશ ખ્રીસ્તી ધર્મના અનુયાયીઓ કરે છે. આ બોધ નિઃસ્વાર્થી તથા પરોપકારાર્થી છે; ધાલમેલિયો કે નિંદાત્મક નથી. આ વિચાર બીજા ધર્મના લોકોના મનમાં આવતા નથી, માટેજ તેઓ ખ્રીસ્તી લોકોનો ધિક્કાર કરે છે.

આવાજ કારણને લીધે મુસલમાન લોકો ખ્રીસ્તી લોકોનો વિરોધ કરે છે; અને એજ કારણને લીધે મારાં માતાજીએ પણ મારો વિરોધ કર્યો.

આમ રડવામાં, ખેદ કરવામાં, દુઃખી અવસ્થામાં ચૌદ દિવસ નીકળી ગયા; પણ માતાજીના વિચારમાં લેશમાત્ર ફરક પડયો નહિ. તેઓ તો એકનાં બે થયાં નહિ. તેમજ મને જે સત્ય દેખાતું હતું તે છોડી દેવાની વૃત્તિ મારા મનમાં પણ લગારે પેદા થઇ નહિ. મારાં માતાજી જેવાં તેમના વિચારમાં અડગ હતાં તેવો હું મારા વિચારમાં અડગ હતો. માતાજીની હાલત રોજરોજ બગડતી ગઇ. પુનાના મોટા ડાક્ટરને બોલાવવો પડયો. દરદીની ખરેખરી સ્થિતિ તેને માલમ ન હતી, તોપણ તેણે એટલું તો કહ્યું, કે આ બાઇને ભારે આઘાત થયો છે; અને આ આઘાતનું કારણ દૂર કર્યા વિના તેની હાલત સુધરવાની નથી. મારા મોટા ભાઇએ મને એકાંતમાં બોલાવીને કહ્યું, "બેવકુફ, જુએ છેની! ડાક્ટરે શું કહ્યું તે તેં સાંભળ્યું કેની? તું કસાઇ છે કસાઇ! તું છરો લઇને તારી ગોમાતાની ગરદન પર ફેરવે છે. માતૃહત્યાનું મહાપાતક તું કરે છે, તે તારા ધ્યાનમાં કેમ ઉતરતું નથી! અરે બેવકુફ, તારા ખ્રીસ્તે તને માતૃહત્યાનું પાતક કરવાનું શિખવ્યું છે કે?"

એના જવાબમાં મેં એટલુંજ કહ્યું, કે "ખરૂં કહીએ તો પુત્રહત્યા અને ભ્રાતૃહત્યા તો તમેજ કરો છો; અને બિચારા ખ્રીસ્તને શા સારૂ દોષ દો છો?" મોટા ભાઇ તો ભારે ગુસ્સે થયા, પણ આ વખતે મને ગેબ્રીએલ યાદ આવ્યા. વાંચક, ગેબ્રીઅલ કોણ હશે? એ તો પેલા ખ્રીસ્તી ધર્મના

પ્રચારક મિશનરી સાહેબ, જેમને મુંબઇના રાણીબાગમાં મેં હેરાન કરેલા, ગાળો દીધેલી, તેમ છતાં જેમણે ઘણી ધીરજથી મારૂં સહન કરેલું, તેમનું સ્મરણ મને થયું. મેં મનમાં ને મનમાં પ્રાર્થના કરી, કે " ઓ પરમેશ્વર, ધીરજ રાખવાનો વખત હાલમાં મારા પર આવી પડ્યો છે. તે ધીરજ તું મને આપ. મારા ભાઇને ઉતમ નમુનો દેખાડવાની શક્તિ તું મને આપ." ભાઇના મનમાં તો જે આવ્યું તે તે બોલ્યા, પણ મેં તે બધું ચુપચુપ સાંભળી લીધું. તે દહાડે માતાજીને જરા આરામ પડયો. બહુ નહિ તો એટલું તો થયું કે તેમને સહેજ નિદ્રા આવી.

## પ્રકરણ ૯

## શેતાનનો દાવપેચ

રાતનો અમલ બેસી ગયો હતો. વરસાદ બંધ થઇ ગયો હતો. ચંદ્રમાનો પ્રકાશ ચોમેર ફેલાઇ રહ્યો હતો. એવે વખતે ઉદાસ અંતઃકરણે હું બહાર નીકળ્યો, અને બંદ ગાર્ડનનો રસ્તો મેં લીધો. બંદ ગાર્ડનના રસ્તા પર હાલ જેવી વસ્તી છે, તેવી તે વખતે ન હતી. તે રસ્તા પર મકાનો જોવા જાઓ તો માત્ર બેચાર છુટાછવાયા બંગલાઓ હતા. આગળ જતાં બધુંએ ઉજડખંખ હતું. તે બગીચાની આગળ સર જમશેદજી જીજીભાઇએ એક બંધ બંધાવેલો છે, ત્યાંથી ધોધમાર પાણી પડે છે. નદીમાં પાણી પુષ્કળ હોવાને લીધે ધોધ બહુ જોરથી પડતો હતો. દેખાવ બહુજ રમણીય હતો. પણ મને કુદરતના સૌંદર્યની શી દરકાર હોય! જેમ નદીમાં પાણી ઉભરાતું હતું તેમ મારા અંતઃકરણમાં દુઃખ ઉભરાતું હતું. હું તે ધોધની આગળ ઉભો રહીને પ્રાર્થના કરવા લાગ્યો, કે " ઓ પરમેશ્વર, મારા વિષે તારી જે યોજનાઓ હતી તે પાર પડી છે. હજી શું બાકી રહ્યું છે? તને મેં સ્વીકારી લીધો છે; ખરા સંકટના વખતમાં, ઘોર અંધકારના વખતમાં, મેં તારો નકાર કર્યો નથી. પણ મારે લીધે મારાં પ્યારાં માતાજીને તું શું કરવા દુઃખી કરે છે? હું તારી સામેજ છું; મનેજ મરવા દે; એટલે તારૂં કામ પણ થયું, અને મારાં માતાજીને પણ આરામ મળ્યો, એવું થશે. આ માટે મેં તારી આગળ આરથાથી ઘણીએક પ્રાર્થનાઓ કરેલી છે; પરંતુ આકાશ લોઢાના પતરા પ્રમાણે જણાય છે;

તેથી મારી પ્રાર્થનાઓ તારા આસનની પાસે પહોંચી શકતીજ નથી. એમ શા માટે બને છે? હવે તું મારી પ્રાર્થના સાંભળ અને મને મરવા દે."

આ પ્રાર્થનાનો કોઇ પણ જવાબ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતિએ મને મળ્યો નહિ; એથી હું બહુ નિરાશ થયો, અને મને કંઇ સુઝ પડી નહિ. ત્યારે શેતાને સૂચવ્યું, કે "વાટ શાની જુએ છે? જોને નદી કેવી પુર જોરમાં ચાલી જાય છે. તેમાં કુદી પડ, આસપાસ કોઇ માણસ નથી, સવાર સુધીમાં તો તું ગાઉના ગાઉ તણાઇને કોઇ દૂરના મુલકમાં જઇશ; તું માછલાનું ભક્ષ થઇ જશે; અથવા તારૂં મુડદું કોઇને મળ્યું તો તે તને દાટીને ચાલ્યો જશે. કોઇ માણસને કશી ખબર પડવાની નથી. તારાં માતાજી છુટશે, અને તું પણ આ દુનિયામાંથી નાબુદ થઇ જઇશ. તારે લીધે તારાં પ્યારાં માતાજીને તથા તારા તીર્થસ્વરૂપ મોટા ભાઇને જે દુ:ખ થાય છે, તે પણ બંધ પડશે; તેમજ જે દુ:ખ હવે પછી તારા પર આવી પડવાનું હશે તેનો પણ અંત આવશે. ત્યારે હવે કુદી પડ આ નદીમાં!" આ કામ મારાથી બની શકે એવું હતુંજ નહિ; કારણ કે આપઘાત કરવો એ મહાપાતક છે, એ હું સારી પેઠે સમજતો હતો. જે પ્રભુનાં દર્શન માટે હું આટલું બધું કરૂં છું, વેઠું છું, તેનું દર્શન આપઘાત કર્યાથી તો મને થવાનુંજ નહોતું; માટે આપઘાત કરવાનું તો મેં માંડી વાળ્યું. ખરી વાત કે મારા દેહના દુ:ખનો અંત આવે, પણ ત્યારથીજ મારા આત્માના દુઃખનો આરંભ થાય. માટે આપઘાત કરવાનો વિચાર તો મેં મારા મનમાંથી કાઢી નાખ્યો, અને ઉદાસ અવસ્થામાં ઘર તરફનો રસ્તો મેં લીધો.

ઘેર આવ્યો ત્યારે માતાજી રડતાં હતાં, અને પહેલાં જે શબ્દો તે બોલતાં હતાં તે ને તેજ શબ્દો તે બોલ્યા કરતાં હતાં, એવું મને જણાયું. માતાજીને આક્રંદ કરતાં જોઇને મારી ધીરજ ખુટી ગઇ. વધારે વખત ધીરજ રાખવી, એ હવે મારાથી બની શકે તેમ નહોતું. મારાં માતાજીના ચરણમાં પડીને મેં તેમને કહ્યું, "પ્યારાં માતાજી, મેં ખ્રીસ્તી થવાનું માંડી વાળ્યું છે. મારાથી તમને આટલું બધું દુ:ખ થયું તેની દરગુજર ચાહું છું. હવેથી હું તમને દુ:ખી કરીશજ નહિ." આ વાત સાંભળીને મંદવાડમાં પણ માતાજીના મુખ પર જે આનંદ છવાઇ રહ્યો તેનું હું શું વર્ણન કરૂં!

મેં એવું કહ્યું તો ખરૂં, તોપણ મારા દિલમાંથી ઉદાસીનતા જતી રહી શકતીજ નહિ. ગાલિલીઓની ખાતરી થઇ અને તેણે પ્રગટ કર્યું, કે પૃથ્વી સ્થિર નથી, પણ સૂર્યની આસપાસ ફરે છે; ત્યારે એ સાંભળીને પોપ સાહેબ (રોમન કેથોલિક ધર્મનો ખલીફ) બહુ ગભરાયો તથા ગુસ્સે થયો. ગાલિલીઓ આ નવીન શિક્ષણ પાછું ખેંચી લે માટે પોપે તેને પકડાવીને સિકંચાયંત્રમાં રીબાવ્યો. જે વખતે તેના હાથ પગના સાંધા ખેંચાઇને જુદા પડવા લાગ્યા, ત્યારે તીવ્ર વેદનામાં તે બિચારાએ બૂમ પાડીને કહ્યું, કે "મેં જુઠું કહેલું છે, મેં પાપ કર્યું છે, કૃપા કરીને મને માફ કરજો." આવો પાપસ્વીકાર જ્યારે તેણે કર્યો ત્યારે તેને છોડવામાં આવ્યો. પછી તેણે એ કબુલાત લખી આપી. પણ તે છુટો થઇને ઘેર જવા લાગ્યો ત્યારે તે ધીમા સ્વરે બબડયો, કે "તોપણ પૃથ્વી તો ફરે છેજ." જેવી ગાલિલીઓની હાલત થઇ હતી તેવીજ મારી હાલત થઇ ગઇ હતી. હું ખ્રીસ્તી થવાનો નથી, એમ મેં માતાજીને કહ્યું હતું ખરૂં, તોપણ જે વાતની મને ખાતરી થએલી હતી તેની વિરૂદ્ધ હું બોલ્યો છું, અને સત્યનો મેં નકાર કર્યો છે, એ વિચારથી મારા મનમાં ઉદાસીનતા રહી તે રહીજ.

આગળ રવિવારનો દિવસ આવ્યો. ચોરીછુપીથી હું ખ્રીસ્તી દેવળમાં ગયો. ત્યાં રે૰ સાહેબની મુલાકાત થઇ. જ્યારે હું ખ્રીસ્તી ધર્મનો વિચાર કરતો હતો ત્યારે આ રે૰ સાહેબ ઘણા પ્રેમથી મારી સાથે પ્રાર્થના કરતા હતા. મુંબઈમાં હું તેમને ઘણી વખત મળ્યો હતો. હાલ તેઓ પુનામાં આવેલા છે એમ હું જાણતો ન હતો. તોપણ રવિવારના દિવસે હું દેવળમાં ગયો ત્યારે આજ રે૰ સાહેબ ત્યાં ઉપદેશ કરવા આવેલા. એમને જોઇને મને બહુ આનંદ થયો. તેઓએ મારી ખબરઅંતર પૂછી. તેના જવાબમાં સર્વ હકીકત મેં તેમને વિદિત કરી. તેમણે મારી સાથે પ્રાર્થના કરી, અને દાનીયેલના પુસ્તકમાંથી શાદ્રાખ, મેશાખ અને અબેદનગોની વાત મને વાંચી સંભળાવી. આ ત્રણ જણા જુવાન યહુદી હતા. તેઓને બાબેલમાં ગુલામગીરીમાં લઇ જવામાં આવ્યા હતા. તેમની હોશિયારી જોઇને ત્યાંના રાજા નબૂખાદનેસ્સારે તેમને પોતાની પાઠશાળામાં લશ્કરી અથવા રાજ્યપ્રકરણની તાલીમ લેવા મૂકયા હતા. તેમની હોશિયારીને લીધે આગળ જતાં તેઓ મોટા હોદ્દે પહોંચ્યા. હવે જે યહુદી લોકોને ગુલામગીરીમાં લઇ

જવામાં આવ્યા હતા તેઓએ મૂર્તિપૂજા નહિ કરવાનો નિશ્ચય કર્યો હતો. તેમાં આ ત્રણ જુવાનોનો તો સાથી દૃઢ નિશ્ચય હતો. એવું બન્યું, કે નબૂખાદનેસ્સાર રાજાએ સોનાની એક મોટી મૂર્તિ બનાવી હતી, અને તે મૂર્તિને પગે પડવાનો હુકમ તેણે પોતાના આખા રાજ્યમાં બહાર પાડયો હતો. એ હુકમ પ્રમાણે જે કોઇ ન કરે તેને બળતા અગ્નિની ભઠ્ઠીમાં નાખી દેવાની શિક્ષા ઠરાવેલી હતી. છતાં આ ત્રણ જુવાન યહુદીઓએ એ હુકમ માન્યો નહિ. તેમને અતિશય ગરમ ભઠ્ઠીમાં નાખવામાં આવ્યા, પણ આ ભઠ્ઠીમાંથી પરમેશ્વરે તેમનો બચાવ કર્યો.

આ વાર્તા સાંભળીને હું રડવા લાગ્યો, અને રો સાહેબને મેં પૂછ્યું, કે "પ્રભુનો નકાર તો મેં કર્યો છે. ભઠ્ઠીમાં રહ્યો ખરો, પણ પરમેશ્વરે મારો બચાવ કર્યો નહિ અને મારી પ્રાર્થના સાંભળી નહિ, ત્યારે હું શું કરૂં?" જવાબમાં સાહેબ કહ્યું, "આ ત્રણ જુવાનોએ રાજાને નિવેદન કર્યું, કે અમને ભઠ્ઠીમાંથી બચાવનાર પરમેશ્વર સમર્થ છે. તે જો અમને નહિ બચાવે તો તેની મરજી. તોપણ મૂર્તિપૂજા સંબંધીની તારી આજ્ઞા મરણ આવે તોએ અમે પાળીશું નહિ. ત્યારે તમારી પ્રાર્થના તમારી ઇચ્છા પ્રમાણે સાંભળવામાં આવી નહિ માટે તમે પરમેશ્વરની આજ્ઞા તોડશો?" આ વાત મારા ધ્યાનમાં સારી પેઠે ઉતરી ગઇ. મેં રો સાહેબને પૂછ્યું, "ત્યારે, હવે હું શું કરૂં?" જવાબ મળ્યો, કે "કરેલા કામનો પશ્ચાત્તાપ કરો, અને જાણે તે બન્યુંજ નથી, એવી વ્યવસ્થા કરો. તમારાં માતાજીને કહો, કે "મારી ભૂલ થએલી છે; હું તો હજી ખ્રીસ્તીજ છું."

તે ને તેજ દહાડે તો મેં તેમ કર્યું નહિ; પણ હું મુંબઇ ગયો. અને ત્યાંથી જેવી સલાહ મને આપવામાં આવી હતી તેવી મતલબનો કાગળ મેં ઘેર લખ્યો. કાગળ વાંચીને મારાં માતાજી તથા ભાઇ મુંબઇ આવ્યાં. આ વખતે તેઓએ ગુસ્સાભર્યા શબ્દોનો ઉપયોગ કર્યો નહિ; પણ મારી સાથે વાદવિવાદ કરીને ધીરેથી મને સમજાવી લેવાની કોશીશ તેઓએ કરી. એવુંજ મને જોઇતું હતું. સત્ય માર્ગનો સ્વીકાર કરવાનો મારો નિશ્ચય હતો. મારી ભૂલ થઇ હોય તો તે સુધારી લેવાની મારી ઇચ્છા હતી. પરંતુ ભૂલ તો કંઇ દેખાઈ નહિ. જેમ જેમ વધારે વિચાર કરતો ગયો તેમ તેમ મને સ્પષ્ટ દેખાતું હતું, કે મેં જે કર્યું છે તે ઠીકજ છે.

## પ્રકરણ ૧૦

# પ્રભુ ઇસુનો પુનઃસ્વીકાર ને તેથી લાભ

જ્યાં ત્યાં હવે તો આ બાબતની ચર્ચા થવા લાગી. એક વખતે કોઇ ગલીકુંચીને રસ્તે થઇને હું જતો હતો, ત્યારે કોઇએક મવાલી ખોજો મને મળ્યો. તે મને પૂછવા લાગ્યો, કે "તમે ખ્રીસ્તી થઇ જવાના છો, એવું મેં સાંભળ્યું છે તે ખરી વાત છે?" જુઠું બોલવાનો તો મારા મનમાં વિચાર પણ ન હતો. જીવના જોખમની સ્થિતિમાં હું આ વખતે આવી ગયો હતો ખરો; આ માણુસ મને મારશે, એમ મને દેખાતું હતું ખરૂં; તોપણ તેના સવાલના જવાબમાં "હા, જી; તે ખરી વાત છે," એમ મેં કહ્યું. તેણે કહ્યું, "તમે જાણો છો તો ખરા કે હું ક્રૂર મવાલી છું. મારા મનમાં દયાનો અંશ નથી. તમને મારવા સારૂજ હું અહીં બેઠેલો હતો; અને મારવા માટેજ હું તમારી નજદીક આવેલો છું. પણ હું સમજી શકતો નથી કે શા કારણથી હું મારો હાથ તમારા પર ઉગામી શકતો નથી. ગમે તેમ હોય, હું તમને મારીશ તો નહિજ; પણ મારી તમને સલાહ છે કે, આ ગામમાં તમારે રહેવું નહિ. કંઇ નહિ તો ગલીકુંચીમાં થઇને તો તમારે જવું આવવુંજ નહિ. તમારા ઘણા દુશ્મનો છે, તમે ધારતા હશો તે કરતાં તે વધારે છે, અને તમને મારી નાખવા તેઓ તૈયાર થઇ રહેલા છે." મરવું પડે તો ખેર, પણ હું ગામ તો છોડીશ નહિ અને ખ્રીસ્તનો નકાર કરીશ નહિ, એવો નિશ્ચય મેં કર્યો હતો. ખ્રીસ્તને માટે મરી જવાની મારી પૂરેપૂરી મરજી હતી.

પણ એ વિચાર કાચા ખ્રીસ્તીપણાનો છે, એમ મને આગળ જતાં દેખાઇ આવ્યું. જાણીજોઇને પોતાને ભયની સ્થિતિમાં નાખવો, એ ખ્રીસ્તની ઇચ્છા પ્રમાણે નથી. વખત આવે ત્યારે મરવા તૈયાર રહેવું જોઇએ ખરૂં, પણ જાણીજોઇને કુવામાં ભુસકો મારવો, એ બરાબર નથી. જાણી-બુઝીને જુઠું બોલવું, અનીતિનું કામ કરવું, અથવા ખ્રીસ્તનો નકાર કરવો તે પાપ છે. એવું પાપ કરવાને બદલે મરણ સ્વીકારવું તે બહેતર છે ખરૂં; તોપણ મરણ દૂર રાખવાને ઝનુની લોકોમાંથી જરા અલગ રહેવું, એમાં ડહાપણ છે. મુંબઇમાં આ વાતની ગડબડ તો ઘણી થઇ. બધા ખોજા-

ઓમાં એ વાત ફેલાઇ ગઇ એટલુંજ નહિ, પણ બીજા મુસલમાનોમાં પણ એ વાતનો પ્રચાર થઇ ગયો, વર્તમાનપત્રોમાં પણ એ વાતની ચર્ચા થવા લાગી. મામલાએ ગંભીર સ્વરૂપ પકડયું. ઝનુની લોકોના હાથમાં શિકાર થઇને સપડાઇ જવું, તે કરતાં બહારગામ જતા રહેવું બહેતર છે, એવું સમજીને હું અહમદનગર ગયો. ત્યાં તારીખ ૧૬મી નવેંબર, સને ૧૮૭૯ના દિવસે મારૂં બાપ્તિસ્મા થયું, અને મેં પ્રગટ રીતે ખ્રીસ્તનો સ્વીકાર કર્યો, તથા તેના પરનો મારો વિશ્વાસ જાહેર કર્યો.

વહાલાં વાંચકો, હું તો ખ્રીસ્તી થયો, એ તમે જાણ્યું, પણ મારાં માતાજીની પાછલી સ્થિતિ કેવી હશે તે જાણવાનું તમને મન તો હશેજ. હું ખ્રીસ્તી થયો ત્યાર પછી સત્તર વર્ષ સુધી તેઓ જીવતાં રહ્યાં. મારા પરનો તેમનો પ્રેમ કોઇ પણ વખતે ઓછો થયો નહોતો. ન્યાતના લોકોને કારણે એક વરસ સુધી મારાથી તેમની મુલાકાત થઇ શકી નહિ. તોપણ માનો જીવ તે માનો જીવજ છે. તેઓ મને વારંવાર પોતાને ઘેર બોલાવતાં હતાં અને ખુશીથી બાલબચ્ચાંઓને લઇને હું ત્યાં જતો હતો અને પ્યારથી બહેનોની તથા માતાજીની મુલાકાત કરતો હતો. ઘરનો પુરૂષવર્ગ કઠણ દિલનો હતો ખરો. વીસ વરસ સુધી તેઓએ મારી સાથે વાતચિત કરી નહિ. તોપણ માતાજીની તથા બેનોની મુલાકાત કરતાં તેઓએ મને કદી હરકત કરી નહિ. માતાજી મારા પર પ્યાર તો કરતાં હતાં, પરંતુ તેમના મુખ પર એવી એક તરેહની ઉદાસીનતા દીસતી હતી કે જેના કારણે મારા મનને ઘણુંજ દુ:ખ થતું હતું. ઈંગ્લાંડ દેશના રાજા હેનરી ૧લા વિષે એવી વાત મળે છે કે, એક વખત તેનો દીકરો સમુદ્રપર્યટન કરવા નીકળ્યો હતો. તોફાનને લીધે વહાણ ડુબી ગયું અને રાજાનો દીકરો મરણ પામ્યો. એવું કહેવાય છે કે રાજા હેનરી ત્યાર પછી પોતાના મરણ સુધી કદી હસ્યો નથી. આજ દશા મારાં પ્યારાં માતાજીની હતી. સત્તર વરસ સુધી આ પ્યારી માવડી મારી હાજરીમાં કે ગેરહાજરીમાં હસી નથી.

મારી સ્ત્રીનાં માબાપ હિન્દુ ધર્મમાંથી ખ્રીસ્તી થએલાં હતાં. હિન્દુ લોકોનું આકર્ષણ મુસલમાન તરફ રહેતું નથી, તોપણ મારી સ્ત્રીએ મને અનેક વાર કહ્યું, કે “ આ માવડીનું દુ:ખ જોઇને હમેશાં મને ભારે ધક્કો પહોંચે છે, અને મનમાં વિચાર આવ્યા કરે છે, કે એમને લીધે તમે અને હું

બાલબચ્ચાં સહિત મુસલમાન બની જઇએ, અને માતાજીને ખરેખરૂં સુખ આપીએ. પણ એમ તે કેમ બને? પ્યારા ખ્રીસ્તને શી રીતે છોડી દઇએ? માતાજી પોતાના ધર્મમાં ખરેખરાં ચુસ્ત હતાં, તોપણ ઉદાર મનથી તેઓએ મને પોતાના ઘરમાં આશ્રય આપ્યો, તેથી મારા અંતરમાં બહુ આનંદ થયો. માતાજીના ઘરમાં રહીને તેઓની થોડીઘણી સેવા તેમના મરણપર્યંત હું કરી શક્યો એ વિચારથી આજ સુધી મને આનંદ થાય છે. બધી વાતે હું આનંદી અને સુખી છું. માત્ર મારા ધર્મપરિવર્તનને કારણે જે દુ:ખ મારાં માતાજીને થયું તેનો જ્યારે જ્યારે હું વિચાર કરૂં છું અને તેમના ઉદાસીન ચહેરાનું સ્મરણ કરી જ્યારે જ્યારે તેમને મારી આંખની સમક્ષ લાવું છું, ત્યારે જો કે એ વાતને આજ પચાસ વરસ થઇ ગયાં છે, તોપણ મારી આંખમાંથી અશ્રુધારાઓ પડે છે. મારાં વહાલાં માતાજીને હું કોઇ પણ વખતે ભૂલી જઇ શકીશજ નહિ.

આ બધું તો થયું, પણ એથી મને મળ્યું શું? હોરમસજી નામના એક પારસી ગૃહસ્થ ખ્રીસ્તી થયા હતા. તેમના દોસ્તે આવીને તેમને પૂછ્યું, "કેમ હોમલુ, તને શું મળ્યું?" હોરમસજીએ જવાબમાં કહ્યું, કે "મને ઘનું મલ્યું, ઘનું." દોસ્તના મનમાં એવો વિચાર હતો, કે હોરમસજીને ખ્રીસ્તી થવાથી બહુ પૈસા મળ્યા હશે, માટે તેણે એવો સવાલ કર્યો હતો. પછી તે કહે છે, કે "ચાર પાંચ હજાર રૂપિયા મલ્યા હોશે?" હોરમસજીએ જવાબમાં કહ્યું, કે "ચાર પાંચ હજાર રૂપિયામાં શું થવાનું છે? અરે ભાઇ, ઘનું મલ્યું ઘનું!" એણે કહ્યું, "દસ હજાર મલ્યા હોશે." હોરમસજીએ જવાબ આપ્યો, કે "દસ હજારમાં શું થવાનું છે? અરે ઘનું મલ્યું ઘનું." દોસ્ત કહે છે, "પચ્ચીસ હજારથી વધારે તો આ લુચ્ચા મિશનેરીએ તને આપ્યાજ નહિ હોશે?" ફરીથી હોરમસજી કહે છે, કે "અરે પચ્ચીસ હજારમાં શું થવાનું છે? ઘનું મલ્યું ઘનું." દોસ્ત કહે છે, "ઘનું મલ્યું ઘનું બકતો મુઓ છે! પણ કેટલું મલ્યું, તે તો કહે." હોરમસજીએ જવાબમાં જણાવ્યું, કે "ભાઇ, મારા આત્માને તારણ મલ્યું છે. માણસનો આત્મા તો કરોડો અને અબજો રૂપિયા કરતાં પણ વધારે મૂલ્યવાન છે. મને કોઇ પૂછે, કે તને શું મલ્યું? તો જવાબમાં એટલું કહીશ, કે હું પાપમાંથી છુટયો છું, અને મને ખ્રીસ્ત મલ્યો છે.

ભૂતકાલનાં પાપોની માફી તો મને મળી છે: એટલુંજ નહિ, પણ ખ્રીસ્તે આપેલા પવિત્ર આત્માની સહાયથી હું દરરોજ પાપમાંથી બચતો જાઉં છું, તથા પવિત્રતામાં વૃદ્ધિ પામતો જાઉં છું, અને તે કારણને લીધે મને પરમેશ્વરનું પ્રત્યક્ષ દર્શન મળે છે. પ્રાર્થનામાં રહેલું પરાક્રમ, પરમેશ્વરની સમક્ષતા, તેના ચરણોમાં રહીને મેળવેલું તેનું દર્શન, જગતનાં સર્વે ભાઇઓનો પર પ્રેમ કરવાની વૃત્તિ, આલોકમાં અને પરલોકમાં તેમનું ભલું થાય એવી ઇચ્છા, તથા તેટલા માટે થતી પ્રાર્થના તથા કોશીશો કરવાની વૃત્તિ, વગેરે જે જે મને મળ્યું છે, તે કંઇ ઓછું છે?"

મહાન સિકંદર બાદશાહ વિષે કહેવાય છે, કે મરતી વખતે તેણે એવું વસિયતનામું કર્યું હતું, કે "હું મરી જાઉં ત્યારે મારા બન્ને હાથ ઝનાજા બહાર ખુલ્લા રાખજો." એવું વસિયતનામું કરવાની મતલબ એટલીજ હતી, કે બાંધી મુઠ્ઠીએ હું આવ્યો હતો, અને અત્યારે ખાલી મુઠ્ઠીએ હું જાઉં છું, એવું તે જણાવવા ચાહતો હતો. તેણે પૈસો મેળવ્યો હતો, ધન સંપાદન કર્યું હતું, જગતને જીતી લીધું હતું, તોપણ આખરે તેને ખાલી હાથે જવું પડયું.

"કેમકે માણસ આખું જગત મેળવે અને તેના આત્માનો નાશ થાય તો તેને શો ફાયદો? આપણ સર્વેને એક દિવસ પરમેશ્વરના ન્યાયાસન પાસે ઉભું રહેવું પડશે. ત્યારે ન્યાયીઓ સાર્વકાળિક જીવનમાં જશે, પણ દુષ્ટો સાર્વકાળિક નાશમાં જશે. દેવે જગત ઉપર એટલી પ્રીતિ કરી કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો એ સારૂ કે જે કોઇ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય પણ તે અનંતજીવન પામે."

સમાપ્ત

